પ્રકાશક

મંગળદાસ જ. ગોરધનદાસ
નારણ નિવાસ : ગિરગામ
મુંબઈ–૪



•



ચિત્રકાર : શ્રી. 'ચેતન'

ઈ. સ. ૧૯૫૪ : પહેલી આવૃત્તિ : વિ. સં. ૨૦૧૦

•

મૂલ્ય રૂ. ૫–૦–૦
અલંકૃત આવૃત્તિ : રૂ. ૬–૪–૦

•

મુદ્રક
કેશવ તાતોબા રોટચે
'તત્ત્વવિવેચક પ્રેસ'
ભાયખલા : મુંબઈ–૮



## મારી પત્નીને

અર્પી દીધી સ્વતત્રતા, પછી હવે, ના શેષ કાઈ રહ્યું,
ને, એ બધનમાં રહે જરીતરી, જે જે કસાઈ ગયું,
તે, જો કે, તુજને સદા પ્રણયના દાને અપાઈ ગયું;
આજે હું ફરી અર્પતો પ્રિય, તને જે ત્યાં લખાઈ રહ્યું.

# પ્રસ્તાવના

બહુ વર્ષથી મને મારો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ કરવાની ઇચ્છા હતી. આ કાવ્યસંગ્રહમાં જે કાવ્યો છે તે જુદે જુદે સમયે લખાયેલાં છે. આમાંનાં કેટલાંક કાવ્યો તો વર્ષો પૂર્વે લખાયેલાં છે.

આ સંગ્રહનું નામ ત્રિમૂર્તિ શા માટે આપ્યું તેનું નિવેદન કાવ્યરૂપે રજુ કર્યું છે.

આ સગ્રહમાં જે ચિત્રો છે તે શ્રી. ચેતને દોર્યાં છે આવાં સુંદર ચિત્રો દોરી આપવા માટે હું તે સિદ્ધ-હસ્ત કલાકારનો આભાર માનું છું.

શ્રી. મધુસૂદનભાઈ ઠાકોરદાસ મહેતાએ પોતાના 'તત્ત્વવિવેચક' મુદ્રણાલયમાં, જાતિ દેખરેખ નીચે આ પુસ્તક છાપ્યું છે. તેમના સફાઈદાર કામ માટે હું તેમનો આભારી છું.

મુંબાઈ,
તા. ૫-૯-૧૯૫૪ } મંગળદાસ જ. ગોરધનદાસ

## નિવેદન



## ત્રિમૂર્તિ

બાલપણ, ને, યુવા, ને, હવે પ્રૌઢતા મેં વીતાવી કવિતા લખીને,
ધર્મ, ને, અર્થ, ને, કામના દેશમાં, ફેરવી કાવ્યની પાલખીને

બદ્ધ ત્રિકાળથી હું હતો, તે છતાં, જ્ઞાન ત્રિકાળનું છે જરી ના,
તો ય વિચારના દેશમા વિચરી થાઉં ત્રિકાળદર્શી જરીઆ.

ત્રિજગત્ જાય જોવા જરી કલ્પના, ને થતી સ્થિતિ ત્રિશંકુ જેવી,
તેથી મુજ કલ્પના મૃત્યુલોકે રહી—સ્વર્ગની એષણા મેં ન સેવી

સત્ત્વ, રજ, ને તમ—એ ત્રિગુણે ભર્યાં વાણી, વિચાર, આચાર સર્વે,
એ, ત્રિગુણે ભર્યો ગ્રંથ ત્રિખંડ ત્રિમૂર્તિ જાહેરમાં મૂકું ગર્વે

કલ્પના, ભાવના, ને અનુભૂતિના સ્રોત ત્રિવેણી ત્યાં થાય ભેગા,
શાંત ઊંડાં કદી પાણી ત્યાં દીસતા ને તરંગેભર્યાં કોઈ વેગા

જન્મ, ને, જિંદગી, મૃત્યુના છે વળી કાવ્ય આ ગ્રંથમાં મેં લખેલા,
સ્થિતિ, વૃદ્ધિ, અને, વિલયના ગીતને વાણીમાં ત્યાં હતા મેં ક્રરેલા

જન્મ ત્રિમૂર્તિ આપે મને, તો પછી, કેમ ના હું ય સર્જું ત્રિમૂર્તિ ?
એક સર્જનમહીં દેહમાં જીવ છે, દ્વિતીયે શબ્દમાં ભાવપૂર્તિ

# અનુક્રમણિકા

## ખંડ પહેલો

## ખંડ બીજો

## ખંડ ત્રીજો



*

☆

# ગીત–સ્થાપત્ય

વ્રત લીધું'તું ગીત–સ્થાપત્યે અમર તને કરવાને,
અંતર પ્રતપર ભાવ હતા તે ગીતમહીં ધરવાને!
અંતર ભાવો વાણી વીથિપર શોભીને જરી ઊભા:
લેખિનીદ્વારા આજે ઊતરે–ગીતમહીં સ્ફૂરવાને.

કોણ અમર છે? ગાયક કે ગીત? કે જે ભાવ ગવાયા?
ખોટા ખ્યાલે દિવ્ય કરેલી પ્રણયિનીની કાયા?
ઊમ, મોહ, અને આંદોલન, પ્રેમભજનરસ મારો?—
તાત્ત્વિક પ્રીતિ કોઈ નથી, સહુ મોહ નીતરતી માયા?

મોહમહીં હું મસ્ત બનીને ગાવાને પ્રેરાયો,
પ્રતિમા તારી ગીતે ઘડતાં મારો મોહ ન માયો.
શબ્દતણા લાલિત્યે છોને તારી આકૃતિ દોરું,
પણ, હું મારી કવિતામાં નહિ અમર થવા સરજાયો.

જેને દુનિયા દિવ્ય કહે છે, તેવો પ્રેમ ન સુંદર.
કાયાની માયામાં મોહ્યો મારો મોહ નિરંતર.
દિવ્ય તૃપાથી શોપ પડયો નહિ–હું છું પામર પ્રાણી–
મારી પ્રતિભા ફેંકી શકે નહિ જ્યોતિબિંબ દિગંતર.

વાણી વિલાસે પણ હું શોભું–એવો છું હું કાયર,
કાયામાં નહિ માયા દેખું–એવો ના હું શાયર.
આત્માને ભવભવ લંબાતો, હું નવ દેખી શકું છું,
મારે–તારે એકજ જીવન–તે છે આ દુનિયા પર.

આવા જડવાદી ફિલસૂફને સ્વપ્નાં, સ્વપ્ન રહેલાં.
આવા ક્ષુદ્રવિલાસી-માટે પ્રેમે ભોગ ભરેલા.
તેને માટે ક્યાં છે દૈવી-શક્તિ, કે રસભક્તિ?
આવા કવિઓ જંતુ જેવા જીવવા સરજાયેલા.

(એવા શાયરની કલમેથી કેવું ગીત રચાશે?
પથ્થરફોડા શિલ્પી હાથે કેવી મૂર્ત ઘડાશે?
સાત્ત્વિક જેની શક્તિ નથી, ને, દૃષ્ટિ દીર્ઘ ન જેની,
મોત પછી જે ના જીવનારો, તેથી શું સરજાશે?)

જેની શુષ્ક કવિતામાં નહિ ગીત અનંત ગવાશે,
જે શાયરનો પ્રાણ ન ખેલ્યો અજરામર ઉલ્લાસે—
તેવા કવિની ગીતપંક્તિમાં તું દિલદાર રહી જો—
નિશ્ચિત છે, તું અનંત આત્મા સાથે ના અથડાશે.

મારી-તારી રાખની સાથે રાખ થવા સરજેલી,
તારી-મારી પ્રીતિ, બેયે, જે, નિતનિત કરેલી.
ને, જે પ્રીત કીધાથી જન્મી પ્રેમની ગાઢ સમાધિ,
મારી-તારી સમાધિ ખનતાં-તે છૂટવા સરજેલી.

હું છું ના કવિ, તો પણ મારો આત્મા કવિતાઘેલો,
તેથી કવિતામય જીવન હું જિંદગીભર જીવેલો.
કવિતાની રસમૂર્તિ સમી તું મારે જીવન આવી,
કાવ્ય લખું નહિ તો પણ તારી મૂર્તિ નિહાળી રહેલો.

કાવ્ય લખીને કવિ બનવાની લાગી તાલાવેલી:
વેલસમી ત્યારે તું મારે જીવન વીંટળાયેલી.
ત્યારે માન્યું કે કવિ બનવા કવિતા લખવી શેને?
કારણ, કવિના પ્રાણે પ્રાણે કવિતા અંકાયેલી.

પ્રીતરસે મુજ નેન ભર્યાં, ને, તારી મૂર્તિ નિહાળું.
પ્રતિબિંબિત મુજમાં તુજ મૂર્તિ–તુંમય મુજને ભાળું.
ત્યારે કાવ્યતરંગો જન્મે, જીવનના પ્રતિઅંગે :
જીવન અંગેઅંગ અનંગ થકી થાતું કવિતાવાળું.

તારા ઓષ્ઠતટે નહિ દેખું સ્મિતની ઊર્મિ રમતી,
તારાં નેન મહીં મસ્તીની ભરતી, જ્યારે શમતી,
તારી વાણીમાં નહિ જ્યારે રસની રેલ ઉછળતી,
ત્યારે મારી જિંદગીમધ્યે આવે ઘડી અણગમતી.

ક્યારે કવિ શિલ્પી બની બાંધું, કવિતાકેરી ઇમારત,
જેમાં તારી પ્રતિમા સ્થાપું–જ્યાં તું જીવશે શાશ્વત?
જ્યારે તુજ પ્રેરકબળ મારા શબ્દશિલા ખંડોને
આકૃતિ આપે, ત્યારે મારું સફળ થશે જીવનવ્રત. (ચિત્ર ૧)

જે જીવનના અંગાંગે, ને, અણુયે અણુયે વ્યાપી,
તે જીવનના મનમંદિરની મૂર્તિ ગીતમાં સ્થાપી,
ક્યારે હું અવલોકું મારું શબ્દઘડ્યું ગીતમંદિર,
જોઈ રહે નિજ અંગકલા અતિરેકથી જેમ કલાપી?

હું–તું બે છેકાશું જ્યારે આ દુનિયાની પ્રતપર,
પ્રતિમા એની ઝાંખી થાશે લોક તણા સ્મૃતિપટ પર.
ત્યારે મારા ગીત સ્થાપત્યે તને નિહાળી કોઈ
કે'શે હું તેનો ઘડવૈયો, ને, તું તેનું ઘડતર.) (ચિત્ર ૨)

*

## કવિની સાત્ત્વિક પ્રીત

ધરી હાથ શિરે, મુખને હુલવી,
બડી આંખ કરી, કવિ શું કવતા?
મૂકી મેજપરે કવિ! કાગળિયાં,
સીસપેનથી રાતદિ શું લખતા?

"રસભાવભર્યું લખું ગીત નવું
પ્રીતની નવી સાત્ત્વિક સુરીતનું
જગ વાંચી, વખાણી, પછી કરશે
પ્રીતથી દૂર તત્ત્વ જ સ્વારથનું."

"શતવર્ષ જીવો કવિરાજ તમે,
લૂલી લેખણીથી કવિતા લખતાં
તમ દંપતીગીત જ ગાશું અમે
નવ દંપતીઓ ગીત તે ઝીલતાં."

કવિએ બહુ દિન લખ્યાં કીધું'તું,
બહુ રાત કવિ ન સૂતા જરી પણ;
જગને રસમાર્ગ બતાવી જવા,
ત્યજી દીધી હતી રીઢી નોકરી પણ.

કવિએ પછી એકદિ ફ્હાવ્યું મને,
"મૂકું ગીત નવીન હું જાહેરમાંઃ
વીતી રાત હતી દુઃખી દંપતીની
અરુણોદય થાય જ આખિરમાં."

કવિએ કીધું અર્પણ કાવ્યતણું
પ્રણયિની, પ્રિયા, પ્રિય પ્રેયસીને
કવિપત્ની ફૂલાઈ ગયાં જ ઘણું,
અમરત્વ સ્વીકાર્યું મીઠું હસીને.

કવિનો રવિ ચંદ પ્રકાશ કરે
ત્રણચાર શિશુજનના મનમાં,
પણ તે યુવકો કવિને હસાને
કવિની કવિતા ભૂલતા ક્ષણમાં.

કવિની પ્રીતનાં નવ દિવ્ય ગીતો,
હતભાગી પ્રજા નહિ વાંચતી'તી;
કવિ, ને, કવિપત્નીની સાત્ત્વિકતા,
હતભાગી પ્રજા નહિ સાંખતી'તી.

"ધરી મસ્તક હસ્તથી મ્લાન મુખે,
મીંચી આંખ કવિ નવું શું લવતા?"
મૂકી મેજપરે કવિ કાગળિયાં
સહીપેનથી ક્હો કવિ શું લખતા?

"કરું ઓફિસનો હું હિસાબ પૂરો,
કરું શું? અધૂરો બહુ દિન રહ્યો?
ગણી આંક ભલા! હું ઊમેરી દઉં,
ભૂલ જે થઈ'તી, હું સુધારી રહ્યો."

કવિતા લખવી મૂકી દીધી હતી,
કવિ ગીતનું ગુંજન ના કરતા;
રસયોગીનું જીવન જીવી રહી
પ્રીતભક્તિ મહીં કવિશ્રી જીવતા.

કવિની પ્રીતની, જીવતી રીતની
રસસાક્ષી હતી ઘરઆંગણમાં,
કવિની પ્રીતશક્તિતણી કૃતિવત્
કવિ બાલક બાર થયાં જ જમા.

## કલ્પનાનાં પાત્ર

નાટક, નવલ અને કવિતાનાં પાત્રોનું ચિર આયુ,
તેના ઘટમાં સ્થિર રહે છે પંચભૂતનો વાયુ.
કાલિદાસની આજ જીવે છે શકુંતલા મદમાતી,
ભવભૂતિની સીતા હજુ પણ કારુણ્યે છલકાતી.

કૃષ્ણ જીવે છે પારાશરની કાવ્યકૃતિમાં આજે,
વાલ્મીકિના રામ હજુ પણ, જનહૈયે વિરાજે.
કરુણામૂર્તિ કુમુદ જીવે છે, કુસુમ જીવે છે ઘેલી,
કાક–મંજરી હજુ કરતાં'તા વિશ્વે કમનીય કેલી.

નરનારીઓ જન્મે જગમાં, મૃત્યુ પછી વીસરાતાં,
હોય ભલે તે સંત, તપસ્વી, રાય, ભક્ત કે દાતા.
સાચી વસ્તુ અલ્પ જીવે છે, ક્ષણભંગુર છે સાચું:
હકીકતમાં છે અનંતતાનું જ્ઞાન સુનંદિત કાચું.

પ્રભુ કરતાં કો કવિએ મારું હોત કીધેલું ઘડતરઃ
તો હું મારું ધન્ય માનતે વિશ્વ આંગણે જીવતર.

*
*      *

## આકર્ષણ

આકર્ષણ નાશ જ્યાં પામે, ઈર્ષ્યા જન્મતી સર્વદા,
વિશ્વની સર્વ નારીના અંતરે એક આપદા.

# મારી કવિતા

કવિ હોત કદિ, કવિતા! તારો [illegible]
[illegible] હું વિયોગ કદિ ન સહી શકતે.
કવિ હોત નહીં, કવિતા! તારો
હું વિયોગ કદિ ન કહી શકતે.
નહિ પ્રેમી વિના કદિ કોઈ સહે
પ્રિયપાત્ર તણો જ વિયોગ જરી.
દિલ દર્દી વિના કહી કોણ શકે
જ વિયોગકથા દુઃખદર્દભરી?

અભિમાન, ગુમાન હતું મનમાં–
કવિતા મુજની હતી દાસી સદા,
પણ આવી નહીં હદમાં નજદીક,
જતી રહી મારી પ્રિયા કવિતા.
નથી દાસી પ્રિયા બનું દાસ હવે,
કર જોડી કહું: તરછોડ નહિ–
અધિકાર ધરી સહચાર તણો,
કવિતા ફરી ઝાંઝર ઠેકી રહી.

મુજ ચિંતન ગુંજન જ્યાં કરતું–
કવિતા મુજ ગુંજનની ગતિ છે.
પ્રિય, પ્રાણ દઈ, પરિધાન સજી,
રમમાણ કરે મુજની મતિને.
મુજ શબ્દ કરે ગીતની ગતિમાં
કદિ નૃત્ય, પછી કવિતા બનતી;
મમ મુગ્ધ પ્રિયા, મન લુબ્ધ કરે,
પણ ચિત્ત બીજા સઉનાં હરતી.

## રંગ

શ્યામ છે રંગ તારો કનૈયા અનુપ,
ગૌર છે રંગીલી રાધિકાનો.

ગોપી ઘનશ્યામ જ્યારે મળે સંગમાં,
થાય સુરંગ ત્યારે ક્રીડાનો.

રાતની રાણીનો રંગ છે શામળો,
દિનના રાજવીનો રૂપેરી.

રાત ને દિન સંધ્યા સમે ભેટતાં,
રંગ ત્યારે રચાતો સુનેરી.

ગૌર છે રંગ ગૌરાંગીના ગાલનો,
રંગ ચુંબનતણો પ્રેમી જાણે.

રંગ એ બે મળે ચટક ત્યાં જામતો
ભોગવિલાસનો રંગ પ્રાણે.

મસ્તીનો રંગ કેવો હશે? અગર, કે,
મસ્તીરંજક મહીં રંગ આદિ?

પ્રીતથી પ્રાણને રંગ ઘેરો ચઢે:
પ્રીતિનો રંગ છે કે અનાદિ?

શ્યામ, કે ગૌર, કે કપિલ, સોનેરી, કે
લાલ, ગુલાબી છે રંગ નાના.

જ્યાં સુધી રંગના મિશ્રણે રંગની
રેળ જામે નહીં તે નકામા.

રામનો રંગ અધ્યાત્મનો છે અકળ,
શ્યામનો રંગ છે સાદી ભકિત.

રંગ રામા, અને, રંગ શ્યામા તણો
થાય ત્યારે જતી સહુ વિરકિત.

હું રસાયન તણી વાત ના ચર્ચતો,
કે ન વિજ્ઞાનની વાત છાની,

રંગની વાત જે મેં કીધી સાચી તે
વાત રંગિત છે કલ્પનાની.

*

## વિણ

જળ વિણ જળાશય, ઉપવન ફૂલ વિણ,
પ્રાણ વિણ દેહલતા વિશ્વે છે ન કામની
દાન વિણ લખપતિ, ગીતગાન તાન વિણ,
જ્ઞાન વિણ વિદ્યા એક ફૂટેલી બદામની.

પ્રેમ વિણ સહચાર, નારી રસરૂપવિણ,
મોજ વિણ જીંદગી ન કશા કોઈ કામની
ગાય વિણ વૃંદાવન, વૃંદાવન ગોપી વિણ
શ્યામ વિણ ગોપીની છે કલ્પના શા કામની?

અર્થ વિણ શબ્દની, કે, કર્મની છે ધ્યેય વિણ,
શ્રમ વિણ વિરામની વાત છે દમામની.
રામ વિણ ધામ કયું, કામ કયું દામ વિણ,
મામ વિણ સેવાની તો વાત છે નકામની.

## ચોર

તારી મટુકીનો આવ્યો ચોર,
ગોપી જાગ જરા !
એ મટુકીમાં એવું શું છે ?
જે લૂંટીને લેવું' તું, કે,
ક્‌હાનો કરતો જોર !
ગોપી ! જાગ જરા !
આવ્યો ચોર ચઢેલી રાતે,
માલિક જાગે તેને માટે.
મિલકત આપે તેને હાથે,
માલિક ! તું કમજોર !
ગોપી ! જાગ જરા !
માલિકની જ્યાં એવી રજા છે,
ચોરીમાં ત્યાં કેવી મજા છે,
મીઠી મોહક કેવી સજા છે,
હેની ગાલે ન્હોર !
ગોપી ! જાગ જરા !
ગોપિકાની મટુકી ભાંગી,
ગોપી સામી આવી લાગી,
ચોરે ગોપિકાને માગી,
એવો ક્‌હાન નઠોર !
ગોપી જાગ જરા !
ચોરે ચોરી કીધી તો કીધી,
ગોપિકાએ કરવા દીધી,
ગોપીને ગોદે લઈ લીધી,
થાય હવે તો ભોર !
ગોપી જાગ જરા !

# શ્રીકૃષ્ણ

કાલિંદી તીર પર ક્રીડાકર,
કુમુદિનીકાંત સમો કાંતિધર,
બક–કૈરવ–કેશી–કુલનાશક,
કાલિય નાગ કરે વશ બાલક.

કૃષ્ણ કૃપાળુ કરુણાસાગર,
કૃષ્ણ કનૈયો નટવર નાગર.
કપટી કિશોર કલાનિધિ કાળો,
કવને, શ્રવણે લાગે વહાલો.

કનક કમળમાળા ધરી વ્હાલે,
કસ્તુરીતિલક શોભે ભાલે,
કરમાં ખસી ધરે ગોપાલક,
કૌસ્તુભ વક્ષે, નાકે મૌક્તિક.

કામથી વિવશ કરે વ્રજબાળા
કોમળ નયન હતાં બે કાળાં.
ગોવર્ધનધર, ગીતાગાયક,
ગુરુ અર્જુનનો, ગોકુલનાયક.

ગોપીવલ્લભ કૃષ્ણ મુરારિ,
ગોપાલક, માધવ . ત્રિપુરારિ.
ગોકુલને વ્યાકુલ કરતો, જે,
ગોપીઉર આંખે હરતો, જે.

મોહક માધવ કપટકલાથી,
મુરલીવાદન લલિત છટાથી,
ચોરે ચચલ યુવતીજનમન
મંદાસ્મતેથી શ્યામલ મોહન.

મેઘમાળની શ્યામલ કાંતિ, મધુરી રાધાની હૃદ્‌શાંતિ,
ભાંગે ભક્તતણી મન ભ્રાંતિ, "કૃષ્ણ ! કૃષ્ણ!" કરતો વેદાંતી.

## ગોપીની તમન્ના

(જે વાટ જોઈ મુજ નાથ કેરી,
સહી રહી હું કંઈ યાતનાઓ,
કીધું બહુ મેં તપ તોય ના’વ્યા,
એળે ગઈ સૌ મુજ ઝંખનાઓ. (ચિત્ર ૩)

“અંતરતણા મંદિરમાં વસે છે”
એવું કહી લોક મને મનાવે;
હું માનું જ્યારે, નયને નિહાળું,
કરાંગુલિથી અધરો હસાવે.)

આંખો ઊંડી આ ગઈ છે રડીને,
કૃશાંગ હું તો થઇ છું વિજોગે,
ક્યારે રડાવે ફરીવાર હર્ષે,
ને, અગ આ તૃપ્ત કરે તું ભોગે !

(આ ચર્મચક્ષુ લઈ જન્મી છું હું,
ને, ચર્મચક્ષુ થકી નાથ જોયા.
ને ચર્મચક્ષુથી અભાગણીએ,
ગોવિંદને ગોકુળમાંથી ખોયા.)

પાષાણનો એ જડ દેવ છે’ના,
વેદાંતનો “તત્સત્” છે નહીં એ
એ દેહધારી મુજ કાનુડો છે,
એ બહાર છે, અંતરની મહીં છે.

“કાન! કાન!” બોલી મુખે, રડી, રડી થાકી ગોપી,
સાન, ભાન ચોળીનું ચે ના રહ્યું, ને લાજ લોપી.
ન્યાળ! લાલ દીન નેણ, વાળ શિરે અસ્તવ્યસ્ત,
ભાળ! ગાલ તેજહીન, ચાલ તેની અવ્યવસ્થ.



ચિત્ર ૭

રાતદિન "કાન! કાન!"—
લાજહીન, ભૂલી ભાન,

આત્મરંગથી અજાણ,
સ્થૂલ જેનું સર્વ જ્ઞાન.

–સાંભરીને, પાડી સાદ,
દર્દથી કરે કલ્પાંત;

પ્રેમઘેલીના વિષાદ–
ની ધરે ન કોઈ દાદ.

પ્રેમ દર્દનું પ્રમાણ
જાણતો શ્રીકૃષ્ણ કહાન.

ગોપિકાનો દીનકંઠ
કાનુડે સુણ્યો વૈકુંઠ.

સાંખ્યકર્મ, જ્ઞાનધર્મ, વેદવાણી, શ્રુતિ મર્મ,
સંહિતા, પુરાણ, યજ્ઞ, યોગીનું અપાર શર્મ,
ભક્ત, મિત્ર, દાસી દાસ, રાણીઓનો અન્તઃવાસ,
વૈભવોની રેલછેલ, ખેલ, ગેલ, રંગ, રાસ—

છોડી, આવ્યો ગોકુળમાં
ગોપી રોતી વ્યાકુળ જ્યાં.

કહાન બની આકુળ ત્યાં
આવી ઊભા વિપળમાં.

આંખો ઢળેલી હતી ગોપિકાની,
ચોળી ઢીલી, ને, મુખ રક્તહીન;
ભગવાન આને નહિ જો ઉગારે,
તો, તો થશે આલમ ભક્તહીન.

દુઃખભંજનના સુખમજ્જનમાં,
બનીને કૃષ્ણ વિલાસી;
પ્રીતરંગનમાં, ત્યજી સજ્જનતા,
ગોપી બનાવી દાસી.

ભૂખ્યો ભટક્યો ભોક્તા ભોજ્યે,
ભ્રમર બની રસ ચોરે
ભાન ભૂલેલું ફૂલ કરમાતું
રાત જતાં દિન પહોરે.

બાંકે બિહારી, બની ગિરિધારી,
કર ધરી ગોપી પિયારી,
નર બની નટખટ નટવર કૃષ્ણે
પરહરી ગોપી બિચારી.

*

મોરમુગટપર મોતી જડયાં'તા
મુરલીપર પણ મોતી મઢ્યાં'તાં.
પીત પીતાંબર, કોર કસબની
કુંડળ, માળા, મૌક્તિક નથની;
દેહપરે શણગાર ચઢ્યો'તો,
સ્મિત થકી શૃંગાર ગયો'તો,
વાણી થકી થડકાર ગયો'તો.
ક્હાન નહિ [કુવિકાર રહ્યો'તો.
ભાન ભૂલ્યો નહિ ભોળવનારો
જ્ઞાનતણો લાવે સથવારો.

બાન ભૂલેલો કહાન હતો જે,
કહાન મટી ભગવાન થયો છે.
ના ગોપીનો કહાન બનીને
ભક્તતણો ભગવાન બનીને
પ્રેમથકી તે છે વ્યાકુળ ના,
આવે તે ફરીથી ગોકુળમાં.

*

ક્યાં તે ગોપી ઘેલો કહાન?
ક્યાં આ ભક્તતણો ભગવાન?
ક્યાં એ ગોપીનો પ્રણયિન્?
ક્યાં આ રુકિમણીનો સ્વામિન્?
ક્યાં તે ધૂળમાં રમતો બાળ!
ક્યાં કુબેરતણો રખવાળ!
ક્યાં તે ગ્વાલ બાળનો પ્રાન?
ક્યાં આ ત્રિભુવન કેરો નાથ?
ક્યાં એ નદસંમિન નટવર?
ક્યાં આ ગંભીર મહાસાગર?
ક્યાં તે મુરલીવાળો કહાન?
ક્યાં આ ગીતાનો ભગવાન? (ચિત્ર ૪)
ક્યાં તે અનુપવિલક્ષણ બાલ?
ક્યાં આ બ્રહ્મસ્વરૂપ વિકરાળ?
ક્યાં તે ગાયોનો રખવાળ?
ક્યાં આ વિશ્વતણો પ્રતિપાળ?
ક્યાં તે રાસલીલાનો નટ?
ક્યાં આ રાજરમતનો ખટ?

કયાં ત કોડભર્યો કુમાર?
કયાં આ નરસિંહનો અવતાર?

બાળલીલા ભૂલી જઈ આજે,
વૈંકુઠે ભગવાન બિરાજે.
વાળુમાં પકવાન જમીને,
ચોપટ બે ઘડી રાત રમીને,

સાગ સીસમના છત્ર પલંગે,
સ્થૂલ થયેલાં થાકયાં અંગે,
રાધા રુક્મિણીરાણી સાથે
પાન ચાવતાં વળગે વાતે.

પટરાણી કોઈ પંખો ઢાળે,
તેલ ઘસે કોઈ હરિને વ્હાલે,
કોઈ બિચારી પાય દબાવે
જ્યાં સુધી હરિને નિદ્રા ના'વે.

યમુનાનાં જળ તું ભૂલી ગયો!
ખેડૂતનાં હળ તું ભૂલી ગયો!
ગોરસ, ને, ગૌ તું ભૂલી ગયો!
ગોવાળની વહુ તું ભૂલી ગયો!

ગોમુખના ગૌરવને ભૂલી ગયો!
ગોધણનું ગોધન તું ભૂલી ગયો!
ગોવરની ગંમત તું ભૂલી ગયો!
ગોવ્રજની કિંમત તું ભૂલી ગયો!

ગોરજની ગોઠી તું ભૂલી ગયો!
ગોરીની મસ્તી તું ભૂલી ગયો!
નારીના નેહને ભૂલી ગયો!
ગાફલ ગોરાંદેને ભૂલી ગયો!

મસ્તી કેરી મોજ થાય રોજ રોજ,
રીસ રંગરાગ : જાણે નિત ફાગ.
વ્હાલું વૃંદાવન, તાતું ગોપી તન,
ગોરૂં જે ગોધણ, ગોરી ગોવાલણ :
તેને તું મોહન ! ભૂલી ગયો ! ભૂલી ગયો !
બંસી કેરો સૂર સુણે દેવ–અસુર,
ગાયો, વૃક્ષ, વેલ, મેના, મોર, ઢેલ,
સુણે ગોપબાળ, ગોપી, ને, ગોવાળ,
યમુનાની પર ઉપવન અંદર :
તેને મુરલીધર, તું ભૂલી ગયો ! ભૂલી ગયો !
ભૂલી ભૂતકાળ, ભૂલી ગ્વાળ બાળ,
ભૂલી વૃંદાવન, ભૂલી ગોપીજન,
મટુકીનાં દહીં, તેને ભૂલી જઈ,
ભૂલી બાલપણ, ભૂલી ગોપીગણ,
ભૂલી ગોવાળણ, ગોપીનું બદન,
ગોપીનું વદન, ગોપીનું સદન,
ભૂલી એ તમામ, બન્યો ભગવાન !
દ્વારિકાનો નાથ, મટી ગયો કહાન !
મુરલીને મૃદંગ ભૂલી ગયો ! ભૂલી ગયો !

ૐ

ગોપિકાની આંખ ખૂલી, ને,
ગોપીએ ભગવાન દીઠા
ગોપિકાને સંસ્કૃત કંઠે
આજ સુણાવે જ્ઞાનગીતા.
ગોપી માટે કહાન ઝુરે ના,
ગોપીને ભગવાન સ્મરે ના !

આંખેથી પ્રીતબાપ્પ ઝરે ના
જિહ્વાગ્રે અમીબિંદુ ઝરે ના!

ગોવાલણુને ગોદ ધરે નહિ,
બંસી કેરો નાદ કરે નહિ!

ગોરાંદેપર હાથ ફરે નહિ,
ચુંબન રસથી ઓપ્રળરે નહિ!

આંખ નચાવે કેમ ન કહાનો?
રાસ રચાવે કેમ ન છાનો?

અંતરમાં છાંટો ન દયાનો?
કૃપણ કેમ બન્યો છે દાનો?

ગોપીકણ્ઠે ગીત કરે નહિ!
ગોપી દેખી સ્મિત કરે નહિ,

દાબે ગોપી મુખ કરે નહિ,
ગોવાળણુનું દુઃખ હરે નહિ!

ચુંબનની તે ચોરી કરે નહિ,
આલિંગનથી ગોરી ધરે નહિ,

પીન પયોધર નહોરી કરે નહિ,
છલબલથી બળજોરી કરે નહિ!

કેશમહીં છો લટુરી લટકે,
જો પગ ના લટપટ લટકાળા,
મોતીની નથની કાનમહીં છો,
જો નયને નહિ પાવકજ્વાળા.

નટખટ નટવર જો ન રહ્યો તે
નારાયણુ પોતાને કહાવે.
ત્રિભુવનનો ભગવંત ભલે છે,
પ્રેમજીવનને તે અભડાવે.

અહલ્યાને તે છો ઉગારે,
જાય ન ગોપિકાની વહારે,

કંસાદિને છો સંહારે,
પ્રેમથી ગોપી જો નહિ મારે.

કૃષ્ણ બની ભરમાવી ગોપી,
રામ બની તરછોડી સીતા.

જ્ઞાનતણી છો ગાઇ ગીતા
બંસીની વિસરાઈ કવિતા.

બાલક વૃંદાવનનો, પાલક
વિશ્વતણો તું કેમ બન્યો?

બાલકગ્વાલ, જશોદાકેરો
જગનો માલિક કેમ બન્યો?

મટુકીને ફોડી દેનારો,
ઘડનારો તું કયાંથી થયો!

ભક્તિનો પીનાર તું શીદને
જ્ઞાનગીતા ગાનાર થયો!

કુંજતણી કુટિરમાં રમતો
આરસમહેલે શીદ વસ્યો?

કાનનમાં ભમનાર કનૈયા!
નગરીમાં તું શીદ ગયો?

ગોપીના રતિરંગે ઊછર્યો
રાણીથી રણવાસ ભર્યો.

નેહ ત્યજી સંસારી થઈને
વાણીથી વ્યવહાર ધર્યો?

ભક્તિદીપે અજવાળું પાડ્યું,
જ્ઞાનદીપક તું કયાંથી થયો?

ગોપીનો ગોવિંદ મટીને,
ભક્ત તણો ભગવાન થયો?

જા! પાછો વૈકુંઠે જા!
ભગવદ્ગીતા જઈને ગા!
ગોપીને વિસારી જા!
ગોકુળ ફરીથી આવીશ ના!

યમુના જળ ઓળંગી જા!
વૈભવનો તું સંગી થા!
વૃંદાવન બાળીને જા!

કાનનકુંજો ન્યાળીશ ના!
ઉપવન ફૂલ કરચોળી જા!
જીવતાં ફૂલ પગ રોળી જા!

ગોપીએ ભગવાન દીઠો,
તે નહિ તેનો કાન મીઠો.
લલચાવે તેને ભગવાન:
"ચલ તું વૈકુંઠે મુજ પ્રાણ!" ૨૨

"જોઈ તને મેં અભડાવી આંખો,
સ્પર્શી તને ના અભડાવું અંગ.
વૃંદાવને બાળવું મારી જાત,
વૈકુંઠમાં હું નહિ આવું સંગ.
તું રુક્મિણીને મણિમહેલમાં છો,
હીરે મઢીને જ બનાવ દાસી!
સ્વછંદી ગોપી નહિ થાય દાસી,
તે તો રહે ગોકુળગામવાસી.
અદ્વૈતભાવે પ્રભુ છો રહોને,
જ્ઞાનીતણી આત્મ વિભૂતિ માંહ્ય.

અજ્ઞાનીને એવું ન જ્ઞાન હોજો,
કે ઈશ્ક અદ્વૈતમહીં ભુલાય.
આ આંખમાં આંખ ઢળે–ન દેખું
ને અંગમાં અંગ ભળે–ન દેખું

અદ્વૈત બીજું જ ભલે હશે તો
અદ્વૈત છો તે ન મળે અનોખું."

ગોવાળણને જ્ઞાન થયું, ને
વૈકુંઠે વિચર્યા ભગવાન.
વૃંદાવનની કુંજગલીમાં
ગોપિકા પુકારે "ક્હાન !"

રાત પડી, ફરી દિન થયો, ને,
વર્ષો પર વર્ષો વહી જાય.
વૃંદાવનમાં યમુના જળમાં,
"ક્હાન"તણા પડઘા વહી જાય.

ક્હાનની મુરલી અમર રહી છે,
જ્ઞાનની ગીતા છો ભુલાય.
ગોપિકાનાં મુગ્ધ નયનમાં
ક્હાન કદિ ભગવાન ન થાય!

ગીતાનો ગાનારો જ્યારે
ગોકુળમાં વસતો તો ક્હાન
ગોપિકાના મનમંદિરનો
ત્યારે તે સાચો ભગવાન!

*

# દાણ

૧

"દેની દાણ તું" માગે યાદવ, માધવ માગે દાણ,
ગોપીકેરો કાલો કાળો કાનો માગે દાણ,

"ગોરી, ગોરી તું ગોવાલણ, દેની ગોરાં દાણઃ
કાળી છોને મટુકી તારી, છો ને કાળો ક્‌હાન.

આખો દિ' ઊભો મારગમાં, કરવા ગોરસ પાનઃ
આખું જીવન હું થોભું જો, નહિ આપે તું દાણ.

ગોવાલણનો ગોરસ મીઠો, મીઠો એનો જાનઃ
ક્‌હાન વિના એનું નહિ ઊતરે, ઊછળતું અભિમાન.

નીચે આ ધરણી તપતી, ને, ઊંચે તપતો ભાણઃ
રાધા! તારા દાણ વિના, આ તપતો મારો પ્રાણ.

શીતળ એક યમુનાનાં જળ, શીતલ ગોરસ પાનઃ
શીતળ રાધા તારી પ્રીતિ, મીઠાં છે મુખપાન."

૨

"મસ્તીખોર તું મૂકને મારગ, નહિ આપું હું દાણઃ
યમુનાનાં જળ કરતાં પણ છે મોટું તુજ તોફાન.

હું જાણું છું તુજને છોરા! ધૂતારો તું ક્‌હાન!
ગોરસદાણ લઈને પાછું માગે બીજું દાણ.

સસ્તાં ગોરસ દાણ હશે, પણ, મોંઘા છે અમ પ્રાણઃ
કાળી ગોરસ મટુકી છોને, ગોરા છે અમ જાન.

કાળા કાળા ક્‌હાના તુજને, શાનું છે અભિમાન?
નહિ ગોરસ, કે, નહિ પ્રીતિરસ, નહિ કંઈ આપું ક્હાન.

ગોરસ લેશે, હાથ પકડશે, કરશે મુખનું પાનઃ
મટુકી ફૂટશે, પાલવ ખસશે, જિતાશે મુજ જાન.
તારા દાણની કિંમત જાણું, કેમ હું આપું ધ્હાન?"
ગોરસનું ને ગોવાલણનું કાનો માગે દાણ.



## જુવાની

જુવાની તો હતી આ જીંદગાનીની દિવાની યાર!
જુવાની તો જવાની છે, અમર તે ના થવાની યાર!

જુવાની જે જતી જાણી, ગઈ તે છે સદાની યાર!
જુવાની છો ગુમાવાની, પરંતુ તે મઝાની યાર!

સજાની બીક રાખીને દિવાનીને ન જાણી યાર!
કજાની ભીખ માંગીને જુવાનીને ન માણી યાર!

જુવાનીને બનાવી જ્ઞાની કીધી શી કમાણી યાર!
દવાની જેમ દિવાનીની સુધા શેં પીવાની યાર!

## મથુરા

રમ્ય સંધ્યા હતી–બાલગોપાલની
મસ્તીની યાદ દેતી યમુના.
આરતિ ઊતરે, દીવડાઓ તરે,
ભક્તિભાવે નમે શિર સૌનાં.
નાવમાં હું ઊભો, હાથ જોડ્યા, અને,
કર્ણમાં ઘંટનાદો રમે છે.
શાંત કંઈવાર એકાગ્ર ઊભો રહ્યો–
શિર શા કારણે ધમધમે છે?
એક પળમાં મને પૂર્વજન્મોતણી
થાય છે સ્મૃતિઓ આજ તાજી
તેથી તારો બનુ ભકત ગોપાલ ના,
હું બનું કાનુડા તુજ કાજી.
યાદ આવેછ કે, કૃષ્ણ! તુ ખેલતો
ગેલમાં માતની ગોદમાં જ્યાં.
હું સુખી એક ગોવાળ ત્યારે હતો,
જીંદગી જીવતો મોદમાં ત્યાં.
મારી ગોવાલણી, ગોરી, ને, ગુણિયલ,
ગોપિકા ગોપઘેલી વનિતા–
સાજના ઉરના હેત સાથે વહે
તીરપર જ્યાં વહે છે સરિતા.
કૃષ્ણ કુમાર! તેં બસરી વાયી, ને,
ગોપી મારી બની ઘેલી તુજ પર.
ક્રોધ ઈર્ષ્યાભર્યો માનવી ઠાલવુ
ક્રોધ અંગારની હેલી તુજ પર.
ધૂર્ત! તેં તો હમીને ઠગ્યા છે સ્વજન,
ક્રોધ સંસાર તેં મુજ ખારો
વર્ષ બે વર્ષમાં ગોપીને પણ છળી,
ને, ધૂતારો બન્યો લોકપ્યારો.

*

## તકરાર

તકરાર થઈ! તકરાર થઈ!
ને, રાષ્ટ્રેરાષ્ટ્ર લડી મરતાં.
તકરાર થઈ! તકરાર થઈ!
ને, વરવહુ બે ઝગડી જીવતાં.
વિનાશિકા વ્યોમે જો આવે,
ઘેરા તે કરતી ઘૂઘવાટ,
શોધન કાજે, શોધક બત્તી,
ભોમ થકી કરતી ચળકાટ.
એ પ્રકાશના દૃષ્ટિકોણે,
દુશ્મનનું વિમાન પડે,
નાસી જતું—જહીં બંદુકમાંથી
ભોમથી ગોળા વ્યોમ ચડે.
તકરાર થઈ! તકરાર થઈ!
ને, રાષ્ટ્રે રાષ્ટ્ર લડી મરતાં.
તકરાર થઈ! તકરાર થઈ!
ને, વરવહુ બે ઝગડી જીવતાં.
મારી જીભલડી સળવળતી
હું કરતો ઘેરો ઘૂઘવાટ,
તારી આંખલડી ત્યા ઊઘડે
દૃષ્ટિથી જોતી મુજ વાટ.
તારે દૃષ્ટિકોણ ચડયો હું,
જીભથી છૂટી શબ્દની જ્વાળ:
નાસી ગયો, નહિતર, તે જ્વાળા
કરતે મારા હાલહવાલ.
તકરાર થઈ! તકરાર થઈ!
ને, રાષ્ટ્રે રાષ્ટ્ર લડી મરતાં
તકરાર થઈ! તકરાર થઈ!
ને, વરવહુ બે ઝગડી જીવતાં.

# મારે દ્વારે

આણાકાળે ચડી સવારે ટોયલ જ્યારે બોલે,
નાની આંખો પીપળ વૃક્ષે પક્ષી જ્યારે ખોલે,
ભીના પુંપો અર્ધ ખીલેલા નવા સમીરે ડોલે,

મીઠુ બોલતી ત્યારે,
દિલડું ખોલતી ત્યારે,
પ્રીતે ડોલતી ત્યારે,
તુ આવને મારે દ્વારે. (ચિનપ)

વૃક્ષનિકુંજે, કલરવ કરતા વિહગવૃંદો વળતા,
નભમા સૂરજ, અસ્ત દશામા, દાખવતો નિર્મળતા,

કલરવ કરતી ત્યારે,
અમૃત ઝરતી ત્યારે,
ઉત્સવ વરતી ત્યારે,
તું આવને મારે દ્વારે.

કોઇ ન બોલે, કોઇ ન ડોલે, આંખો કોઇ ન ખોલે,
આખુ વિશ્વ સૂતું નિદ્રામા, મધરાત્રિને ખોળે,
મારુ અંતર ઉત્સુક બનતું, ચિત્ત ચડ્યુ ચકડોળે,

ગુપચુપ ડરતી ત્યારે,
રૂપ નિર્ઝરતી ત્યારે,
પ્રીત પાથરતી ત્યારે,
તું આવને મારે દ્વારે.

*

# સર્પિણી

ધર્મતણી કોઠીમાંથી, નીતિતણી પોથીમાંથી,
સત્ય કાઢું એક પછી એક હું બાહર.
એક પછી એક એવાં સત્ય મને સાંપડયાં, કે,
એક પછી એક, જોઇ બન્યો હું કાયર.

એક સત્ય એવું હતું, બહુ તે પુરાણું હતું,
મોટા મોટા અક્ષરે તે લખ્યું પોથીમાંહ્ય;
એવું સ્થુલ ભારી હતું, નામ જો કે નારી હતું,
પેલી સ્થુલ વર્તુલની કોઠીમાં ન માય.

મારી સાથે રહેતી હતી, ત તો પાસે બેઠી હતી,
બાંધતી'તી તર્કથકી આશા કેરા માલ.
હસું હસું સુખ થતું, તે તો મારે દુઃખ હતું,
સત્યતણી શોધનો મેં કીધો જ્યારે ખ્યાલ.

"જાણે મોટા વિચારક, વિજ્ઞાની, કે વિવેચક,
યા તો જાણે બબૂચક જેવું કરી મુખ,
આકાશમાં આંખો ટાંકી, મોટું મોટું મુખ રાખી,
આજે શાને આવાં ફરો, એવું તે શું દુઃખ?

મીઠી મીઠી આવી વાણી, મોટે કંઠે ઘાંટો તાણી,
બોલી મારી પત્ની, જાણે ઘંટ કેરો સાદ.
કોઠીમાંથી કાઢેલું છે સત્ય તેને બાજુ રાખ્યું,
કીધું મુખ મગ્ન જાણે સુણ્યો બ્રહ્મનાદ.

જ્યારે મારી પત્ની કેરા ચિત્તમહીં શાંતિ થઈ,
જીભ તેની થાકી ગઈ, ખોઇ શ્વાસોછ્વાસ.
કાઢ્યા મંદમાતએ મેં, શબ્દ મંદ ગતિએ મેં,
પત્ની કેરા પતિએ મેં મેળવીને શ્વાસ.

"નીતિતણી પોથીમાંથી, ધર્મતણી કોઠીમાંથી
ગોતી કાઢયું સત્ય એક સનાતન જાણ,
એવું ખોટું સત્ય છે, કે, સાચે, તે અસત્ય છે કે,
તથ્ય તેમાં નથી–આપી શકું છું પ્રમાણ.'

"કહેતા હો, તો કહોની, વાત વધારીને શાને કહો,
સત્ય થકી સાચું મારે બીજું બહુ કામ.
વિસ્તારીને પ્રસ્તાવના, જેમાં જરીયે ન મણા,
તેની શાને વાત કરો–નહિ નામઠામ?"

"વાતકેરા શરીરનુ, પ્રસ્તાવના મુખ કહ્યું,
તેથી કરું આમુખનો આદિમાં વિસ્તાર.
તારી મુખકાંતિ જોઇ, હવે મને શાંતિ થઇ,
તેથી કહું સત્ય તણી નવલનો સારઃ

"મારૂં કહેવું એવું છે, કે,...ધર્મશાસ્ત્રો એમ લવે,
લાધે જેને વિશ્વે સાચું તત્ત્વ કેરૂ જ્ઞાન,
સ્રીને માને સર્પિણી–જે, દંશીલી, ને, નાગિણી છે,
દંશે ત્યારે પુરુષને કરે છે બેજાન."

શરૂમાં હું નિર્વિકારે બોલ્યો, પણ જોયું જ્યારે,
પત્ની મારી ઉગ્ર થતી, ઘાંટો પડયો મંદઃ
કડુ પીતી, પાતી વેળા, આંખ રાખવી મીચેલ—
તેથી મારી અર્ધખીલી આંખ થઈ બંધ.

"નારી જ્યારે વારી જાય, ત્યારે ફક્ત તારી થાય,
કારી થાય ત્યારે તને દેશે એવો દંશ,
ઝેર ચઢે અંગમાંહ્ય, ચિત્તમાં બળે છ લાહ્ય,
અંગ અંગના અણુનો થાય ત્યારે ધ્વંસ.

હેતભરી ચૂડ એવી, સર્પિણીની ચૂડ જેવી,
છૂટ્યું ન છુટાય, તારા મિથ્યા પછડાટ!
રંગીલી, સોહામણી તે, ભામિની ને સ્વૈરિણી છે,
તેમાં રહી નાગિણીની નાત, જાત, ભાત."

આંખ મારી પત્ની કેરી લાલ થઈ હતી હવે,
જ્વાલા ત્યાંથી નીકળતી ક્રોધની બહાર,
શબ્દ તેના ઓષ્ઠ પર, ધ્રૂજી રહ્યા જાણે હવે,
સૃષ્ટિતણાં સીઝી જશે સહુ નરનાર.
બુદ્ધિતણા દરમાંથી, બ્હાર આવી છંછેડાતી,
જ્યારે મારે ફૂંફાડા સ્ત્રી, ડરી ઊઠે ચિત્ત;
ત્યારે બની મદારી તું, નવસુર કાઢ જેથી,
નાચે, કૂદે, રીઝે, રાણી સુણીને સંગીત.
"સ્ત્રીને માનું સર્પિણી ન, માનું હું તો માનુની, ને,
હોય ભલે નાગિણીઃ છે તો પણ તેમાં મોજ,
હસ્તપાશતણી ચૂડ, પ્રેમતણો દંશ તેનો—
હું તો ઈચ્છું તેનું ચઢે ઝેર રોજ રોજ.
જે ન છૂટે પાશમાંથી, તે તો બચે નાશમાંથી,
જેને ચઢે ઝેર તે તો અમીમય થાય.
દંશ દેની રોજ રોજ, ઝેરનો ભરાય હોજ,
: પ્રીતતણા ઝેરે ચિત્તવૃત્તિ શુદ્ધ થાય.

*

## સર્પિણી

છે નારી નરી સર્પિણી વિષભરી, દંશે જરીમાં તને
તેના મોહક પાશમાં ફસી જવા, તું જા ન તેની કને.
હું તો સર્પિણી-મોહ-ચૂડમહીં ભીંસાઈ ગયો, ને કહું,
"દે, દે, દંશ ફરી ફરી, નહિ કદી, સ્વાતંત્ર્ય પ્રિયા ચહું."

## માગણી

તારે જે જોઈએ તે ક્હેની,
પણ, મારી થઈને ર્હેની,
તું જે માગે તે આપું એવો
ધર મુજમાં વિશ્વાસ.

પેલી નારી સેંથેં ગૂંથે મોતી કેરી સેર,
કંઠે પેલી ભામાને તો હીરા કેરી ઘેર,
પેલી કોડિલી કાંતાને લક્ષ્મીજીની મહેર:

માગ માતુની હીરા મોતી.
એમાં જો ઉલ્લાસ.
તારી પાંપણ પણ નહિ હાલી,
સ્મિત નહિ તુજ ઓષ્ઠે, વહાલી;
રીસ ભરી શાથી ગઈ ચાલી?

મેં તો છોડી આશ!

તારે જે જોઈએ તે લેની
પણ, મારી પાસે ર્‌હેની
રાણી બનીને રહેજે, એવી
મા રા મનની પ્યાસ.

પેલી નારી નમન કરે છે, તે છે કથાધીન,
પેલી ભામા ભ્રમણ કરે છે, કંથ થકી ભયહીન.
પેલી રામા રમણ કરે છે, કંથમહીં લયલીનઃ

દાસી બનીને રહેશે તો પણ
હું દા સા નુ દા સ.
તું તારુ અંતર નહિ ખોલે,
તારા નેન હજુ નહિ ડોલે,
સ્તબ્ધ ઊભેલી જોઈ અબોલે
હું નાખું નિશ્વાસ!

તારી વાત ભલે ના કહેની,
મુજને જાણ પડી છે તેની,
મારા સાનિધ્યે ઈચ્છુ છુ
તા ગ શ્વા સો ચ્છ્વા સ.

અંગુલિ મારી તારે સેંથે પાડે મૌક્તિક સેર,
તારા દિલ પગ આલિંગનનો નેહ ભરેલો ઘેર,
મારે નયને શાશ્વત રહેશે પ્રીત કસુબા લે'ર.

"ત્રાહિ ત્રાહિ"ના વદતી તું
આ પું ક દી જો ત્રા સ.
તારુ દિલ કેમ ડોલે આજે,
ચિત્ત ચળ્યુ ચકડોળે આજે,
અતર તારુ બોલે આજે.
"આવુ તુજ આવાસ."

*

# ચંદા

બ્રહ્માંડમાં લાખ ગ્રહો વસે છે,
ને, તે નરી આંખથી ના દીસે છે.
તે, જ્યોતિ ઢાળે યદિ ના દિગંતે,
ને; આવતાં ત નહિ દૃષ્ટિપંથે,
ને, માર્ગ મારો નહિ તે ઉજાળે,
ને દૃષ્ટિ મારી નહિ જ્યોતિ ભાળે,
છો, તે પછી હોય, ન હોય તો શું,
હું તે ગ્રહોને કદી ના પિછાનું.

કિંતુ પિછાનું મુજ ચંદ્રને હું,
તે જ્યોતિ ઢાળે મુજ માર્ગમાં શું?
ચંદા હતી, ને, વળી તે છતી છે,
બ્રહ્માંડમાં તો શશીની ગતિ છે.
તે તો કરે સોળ કળા દિગંતે
ને પાથરે છે નિજ જ્યોતિ પંથે.
શશિકલાથી શશીને પિછાનું,
તેની કલામાં નથી કાંઈ છાનું.

(તને પિછાની તુજ પ્રીતથી મેં,
તેથી પિછાની તુજને હતી મેં.
તેથી પિછાનું હજુ, ને, હવે યે,
ને, તે પછીથી, પછીના ભવે યે.)
ચંદાસમી ઢાળતી જ્યોતિ જાણું,
તેથી પ્રિયા હું તુજને પિછાનું.

## મારી પત્ની

અબળા સબળ આ વિશ્વમાં
તેનો તને કદી ખ્યાલ છે.
પ્રત્યક્ષ જોવી હોય તો
મુજ પત્નીને નિહાળજે.

તે તર્કથી ડરતી નથી,
ને તર્ક પણ કરતી નથી,
જડ પ્રકૃતિ ફરતી નથી,
ને, બુદ્ધિ ત્યાં બેહાલ છે.

હું શબ્દ બોલું સોગણા–
વાચાળતા અટકી જતી.
જ્યાં જીભ મારી પત્નીની ય
કમાનથી છટકી જતી.

ના, શબ્દ શોધ્યા પણ મળે,
ને, બોલું તો પણ શું વળે?
હું કામ કાઢું છું કળે,
કે, વાત તેની ખરી હતી.

જો આપણે લડતાં કદી,
તો, ન્યાયમૂર્તિ તું અને,
ને ન્યાયમૂર્તિ તું બની,
મળશે જરૂર શિક્ષા મને.

એ કાયદાની વાત છે,
ને કાયદો વિખ્યાત છે,
કે, પુરુષ સ્ત્રીનો નાથ છે,
પણ જઈ કહું કોની કને?

હકને વિશે નહિ બોલતી,
હકની તને ઓછપ નહિ.
પણ, પ્રશ્ન એક મને થતો,
હક છે મને કે છે નહીં?

આ પૂછું છું મારાવતી,
ને, હું કહું તારાવતી,
હક એક પણ મારે નથી,
આ વાત બેની મેં કહી.



## મારે માટે

તુજ દૃષ્ટિરૂપી અગ્નિથી, જો હું કદી જળતો હતે,
તુજ શબ્દરૂપી કોરડે, ને, સોળ જો ઊઠતા હતે,
તુજ હસ્તપાશ થકી વળી હું બંદીવાન પ્રિયે! બનું,
તો, જિંદગીભર કેદી છું, ને જખમી છું, શાશ્વત્ જળું.

## નહીં

નામ પ્રિયાનું વદતાં વદતાં દિલ આખું કંપાય નહીં
નામ દીધું, ન દીધું સરખું છે, નામ થકી કંઈ થાય નહીં.

આંખોમાં આંખો જ્યાં મળતી, આંખો જ્યાં નચવાય નહીં
ત્યાં આંખોની ભાષાથી મીઠી પ્રેમની વાતો થાય નહીં.

(દિલને દિલ અડતું ત્યારે જો, જ્વાળા પ્રજ્વાળાય નહીં
બે માટીનાં માનવી મળતાં, પ્રીતિ ત્યાં ઠલવાય નહીં.

બે હોઠો સાથે જ્યાં મળતા, સુખની તૃપ્તિ થાય નહીં
ત્યાં સુધી દ્વંદ્વ રહે જીવતું, ને આત્મા જાગૃત થાય નહીં.

બે પ્રેમીઓ સાથે મળતાં, મળવાથી જ ધરાય નહીં
એક તરાપે બેસી તરતાં, ભિન્નભિન્ન તરાય નહીં.

પ્રેમ હીરો છે, પ્રેમી ઝવેરી, બીજાથી પરખાય નહીં
કાચતણા કટકાઓ દેખી, કસબીઓ લલચાય નહીં.)

રાત પડે અંધારું આવે, નયણુંથીજ જગાય નહીં
તો પ્રીતિ ને અજવાળે ત્યાં, જીવન આભ છવાય નહીં.

કાંટા કંકર પંથ ઉપર છે, ચરણ થકી જ ચલાય નહીં
પ્રીતિનો મારગ શૂરાનો, કાયરથી જ કપાય નહીં.

અંતરના ઘડુલામાં પ્રીતિ, દિન પ્રતિદિન છલકાય નહીં
તો, તો, સુખના મીઠા ઘૂંટડા, જગમાં ક્વચિત્ત ગળાય નહીં.

જો! જો! કરીને શું જોવાનું? જોવાનું જોવાય નહીં
લોભ થકી માણસ મરવાનો—પ્રેમથી જો લોભાય નહીં.

મોહ તણો ગજ લઈ માપ્યેથી, પ્રીતનું આભ મપાય નહીં,
મોહકલમ કાગળ ઘસડયેથી પ્રીતનું કાવ્ય લખાય નહીં.

(ખોઈ દીધું ખુવાર થયો-પણ દિલડું જો ખોવાય નહીં;
જોગી જતિ બનીને છો બેઠો-પ્રિયા જો જોવાય નહીં.

"હું હું" કરીને પંડ નિહાળે, "હું" માં "તું" વરતાય નહીં)
સો તો કવિ તારી પ્રીતિની વાત કદી પણ ગાય નહીં.

*

* *

## હાસ્યરસ

મુખ મરોડ, ને, શબ્દની હોડ, ને,
વક્ર અભિનય, ગાળ, ભવાઈ,

બાલક, મંદમતિ નટ, ભાંડ,
વળી કોઈ મૂરખથી અપનાઈ.

હાસ્ય નહિ—સ્મિત વેરી જતી,
રસગર્ભિત, મર્મભરી ગરવી.

મીઠી એવી વિનોદભરી રસવાણ
સદા જગમાં જીભથી કરવી.

# નહિ ભૂલું

તારાં હજારો ચીડિયાં અણજાણતાં ભૂલી જતો,
પણ મધુર તવ સ્મિતની કદી હું ધવલરેખા ના ભૂલું.

લાખો વખત તુજ આંખ પર, ભૃકુટિ ચડે મિજાજની,
પણ તરલ તારી આંખનું તોફાન તો હું ના ભૂલું

તારી ટકોરો, ને, ટીકાઓ, રોષ, રીસ ઘણી હતી–
તેના ભૂલું સઉ ડંખ હું, પણ, વસ્લડંખ નહિ ભૂલું.

તું તો લડે, ઝઘડે અને, ખીજાય, ને, રીઝતી પછી,
પુનર્મિલનની તે મઝા પળવાર પણ હું ના ભૂલું.

સંસારના વ્યવહારમાં તેં ચાલબાજીઓ કરી,
પણ સરલ તારા સ્નેહની એકાકી દૃષ્ટિ ના ભૂલું.

આ મનતણા ચકડોળમાં, ચડી, ને, પડી બહુયે સ્મૃતિ,
ચકડોળમાં, તું પણ ચડી–તે ના પડી–તે ના ભૂલું.

આ કાળ ગોઝારો મૂકે છે દોટ–વૃદ્ધ બનાવશે,
ને સાલ–મહિના વાર જુવાનીતણા ભૂલી જશું.

આ ગાલની લાલી, અને, ગુલાબી ઓષ્ઠ, કપોલની,
ઉન્માદનાં ગુલબાન પણ, છોને, પ્રિયે ભૂલી જશું.

આ કાળ ખાડા ખોદશે, ગુલાબી ગાલની ગાદી પર,
ને કરચલીઓ કોરશે, જુવાનીની બરબાદી પર (ચિત્ર ૬

પણ, નવજુવાનીમાં ઝગેલી પ્રેમ જ્યોત જળ્યા કરે,
સંસાર પંથ ઉજાળનારી, જ્યોતિને હું ના ભૂલું.

*

બૂરો આ જન્મ લાધ્યો છે, બૂરી માયા મને વળગી,
અને, જાણે અધૂરૂં કે, તું યે આવી મને વળગી.
અરે, માયા, મહોબત, ને, મદિરા, ગુલ, ને બુલબુલ સૌ,
બધું તારા મહીં દેખું–કરું શેં હું તને અળગી?

અરે! આ ચોર ખૂબસૂરતી, જુદા વેશો ધરી આવે,
અને, એ વેશપલટામાં જુદી સુરા ભરી લાવે.
મને સુરા દઈને છો, કરે બેચેન,. કે, બેહોશ,
બની પાગલ કહું છું, કે, ફરી સુરા ભરી લાવે.

કહે કે "બોલ,"ના બોલું–કહે "જો," જોઉં છું આડું,
"અરે! મૂંગો, મૂંજી છે શું?"–હું એકે મીટ ના માંડું.
ન બોલું કોઈની સાથે, અગર બોલું તો હર્કે હર્કે;
તારા નામના રણકારનો પડઘો દઈ કાઢું.

હજારો દિલરુબાના તારના સંગીતનાં સસક–
હજારો લોકના કલબલ અને ખૂમરાણની ચકમક–
કરીને બંધ કાનોને–અવાજો સર્વ અવરોધું–
અને ત્યાં ઊછળે છે કાનમાં તુજ શબ્દની છાલક. (ચિત્ર ૭)

કહે: "અલ્લાતણી કર બંદગી બેહિસ્ત મેળવવા,
અને, આદેશ પીરોના સુણી લે ચિત્ત કેળવવા."
પરંતુ હું હસું છું, ને, લઉં માશૂકને ગોદે.
કહું? માશૂકને ગોદે લઉં બેહિસ્ત મેળવવા.

નયનની પૂતળીઓમાં મદિરાપાનની મસ્તી,
બદનના ગુલશને ખીલેલ મોહક ગુલતણી વસ્તી.



ચિત્ર ૭

સૂરા, ગુલઝાર, બુલબુલ, ગીત, ચદા ચાઝ, ને, રાત્રી
ભલે નાસ્તિ સહુની હો, ગ્હો શુવજાનની હસ્તી

(સનમ-ગુલાબ છે મીઠુ, અજબ સમારના બાગે
સગા, સબધી, ને, મિત્રો, મને પ્યારા નહી લાગે
ભલે કો હો, ભલે નહિ હો-મને કોઈ નહિ હાજર,
મને તો એક તારી હાજરી હરદમ મીઠી લાગે)

અરે! આ દર્દ છે કે છે દીવાની જઈ પૂછુ કોને?
અરે! આ વેદ છે, કે, વેરી એવુ જઈ પૂછુ કોને?
સનમ! આ દર્દ છે કારી, દવા લાવી મને દેની?
બની માશૂક પણ દર્દી, હવે જઈ હુ પૂછુ કોને?

(અરે! આ જામ સુરાનું-મદિરા જરા નહી ખૂટે,
ઊભો છે મસ્ત પીનારો, નહિ પાનાર જો ઉઠે
પીઉ છુ જિંદગીભર તો, કહુ છુ જામને, "પ્યારા
જરી કર કલ્પના મારુ થશે શુ તુ યદિ ફૂટે?"

હસે છે, જામ, ને ઓષ્ઠે અડાડુ જામ-માશૂકને
ધરાઈને પીધી સુરા, બન્યો છુ મસ્ત આશક, કે,
ન તારી પ્રીત પણ ખૂટે, ન તારૂ જામ પણ ફૂટે,
ન દિલદારી કદી છૂટે-અમર દિલદાર માશૂક છે. (ચિત્ર ૮

ભૂલેલા છો ફરી શીખે-હુ શીખેલો ભૂલુ છુ, કે
મહોબત છે બૂરી વસ્તુ-સનમ ગોદે ફૂલુ છુ કે
શીખુ શું હુ, ભૂલુ શુ હું? બધુયે ભૂલતા પહેલા,
સનમના શિક્ષણે પહેલો, હું પોતાને ભૂલુ છુ કે

(મહોબત-સર્પના દશે-ચઢે છે ઝેર દિલ અદર,
અને આતશ જલાવે રાતદિન તે ઝેર દિલ અદર
બધા ઓસડ ફગાવીને, કહુ છુ સાપને આખર,
ફરી દે દશ, કે, ચોમેર વ્યાપે ઝેર દિલ અદર

વ્યથા શૈં છે? તથા શૈં છે? કથા છે વસ્લની જાહિર,
પછી બેહોશી, ને બેહાલી, ને બરબાદી છે જાહિર.
છુપાવ્યું જે જિગર, ને ઇશ્ક, તે પણ માશૂકે ચોર્યું,
હવે આખર થઈ, ને ચોર માશૂક પણ થઈ જાહિર.

પડું માયાની જંજાળે, હું જાણીને ફના બનવા!
ચડું સંસારના માર્ગે, હું માનીને! ફના બનવા!
ફનાફિલ્લા થવાની વાત અલ્લાએ કીધી નક્કી,
ઠગે કિસ્મત તે પહેલાં હું કરૂં મહેણત ફના બનવા!

જીવું છું આજ, કાલે હું જીવું કે ના, નથી નક્કી,
મને જે ઇશ્ક આજે, તે, થશે કાલે, નથી નક્કી.
અરે, કિસ્મત મને આજે પ્રીતે ગુલતાન બનવા દે,
ઊભી માશૂક આજે તે, હશે કાલે, નથી નક્કી.

મને આધિ, ઉપાધિ, વ્યાધિની વાતો કરે ફોગટ,
મને, કીર્તિ,–તમાશાની તું સૃષ્ટિ દાખવે ફોગટ,
હું તો પ્રીતે પરોવાયો–મને પાગલ થવા દેજે,
મને મૃત્યુતણી દહેશત–હવે તું દાખવે ફોગટ.

*

* *

## વ્યથા

જેને વ્યથા છે, નહિ વ્યક્ત તે કરે;
કથા થઈ કે ન વ્યથા રહે ઉરે.
વાચા વ્યથાને કદિ ના સ્ફૂરે છે;
શોકાર્તને અશ્રુ ન નેનથી ઝરે.

## એકમાં ત્રિપુટી

"રડે શાને ! કહી કોઈ વખત તેને મનાવું છું.
"હસે તું આવડું શાને ?" કહીને ઓષ્ઠ દાબું છું.
કદી રોતી–દઈ ઠપકો, શિરે લપડાક મારૂં છું.
"હજુ નાની ! હજુ નાની," કહી રૂદનથી વારૂં છું.

અને, નાદાની, ને, જડતા સુણીને રોષ કાઢું છું.
અને, તે તોર, ને, મિજાજ, વેઠીને ચલાવું છું.
અને, તે રીસ, ને રૂસણું, હસીને હું સમાવું છું.
અને, બાલિશતા તેની ઘણા હેતે નિભાવું છું.

ઘણા વાત્સલ્યથી બે હાથમાં માથું દબાવું છું.
લઈ છૂટી લટો તેની હવામાં ને ઉડાડું છું.
"હજુ નાની ! રડે શાને ? મૂકી દે છોકરાંવેડા."
કહી પિતા સમાં હું લાડ તેને તો લડાવું છું.

પ્રગલ્ભા ને બની ગંભીર ઊભેલી હું ભાળું છું.
અતિ સંકોચથી વિનોદમાં હસતી નિહાળું છું.
બને છે ઠાવકી, ડાહી, કરે છે વાત તે ગંભીર.
અરે, આવેશ પલટાની કલા હું પાર ના પામું.

ચડે ચિંતાથકી ઘેરાયલું આ ચિત્ત ચકડોળે.
તુરત તે આવીને શાતા કરી દેતી મીઠા બોલે.
અને, અંધારૂં દેખું કે, જતું આ નૂર આંખોનું.
તુરત આવી નૂરેચશ્મેથી ઓજસ આબ તે ઢોળે.

"રડો છો શું," કહીને શિર પંપાળે લઈ ખોળે.
અને પળ એકમાં લાખો મધુરા હર્ફ તે બોલે.
મુલાયમ ગોદમાં કાયમ ભરી છે હૂંફ, ને, શાંત.
સુવાડે, થાબડે – માતાતણા વાત્સલ્યની તોલે.

વળી આંખો નચાવીને, નજરથી તે નચાવે છે.
અને સંસારમાં બેહિસ્ત હરદમ તે રચાવે છે.
મીઠાં વેણે, તીખાં વેણે, વિનોદે હોય કે તોરે,
કદી રોતી, કદી હસતી, મીઠી મસ્તી મચાવે તે.

નયનમાં નીર રીસેથી ભર્યાં તે લૂછવાં મારે.
નયનમાં જ્વાળ રોષેથી ભરી તે વેઠવી મારે.
નયનના જાદુમાં કાયમ બની પાગલ રહેવું, કે
સનમ સાંનિધ્યમાં મારાપણું ગુમાવવું મારે.

અમે મોટાં 'થવાની થવાની વાત કોઈ દી' ભૂલી જઇએ,
અમે ના ના અમર રહેવા કદિ તો યુક્તિઓ કરીએ.
ભલે કિસ્મત અમારી બાજીને ઉથલાવવા તત્પર,
અમે તો શેતરંજે સોગટીઓ આ બની રહીએ.

બધા લાખો નિસાસાને ઘડીભર તો સજા દેતાં.
બધી લાખો નિરાશાને ઘડીભર તો રજા દેતાં.
અને એક મીટમાં બેહિસ્તનું સ્વપ્નું ખડું થાતું.
સહુ આ લપ ઉપાધિને ઘડીભર તો કજા દેતાં.

અરે એની નજરમાં વસ્લનું આ નૂર કેવું છે?
અને એના જીગરમાં આ મહોબ્બત શૌર્ય કેવું છે!
નયન નાચે, હૃદય ધડકે — અને આખું બદન ધ્રૂજે,
મને પ્રીતે જકડવાને હૃદય આતુર કેવું છે?

કદી બાલિશતાનાં નીર આંખે મેં હશે ધોયાં.
કદી માતાતણાં વાત્સલ્ય મેં તે આંખમાં જોયાં.
કદી તે નેનમાં પ્રિયાતણાં આંસુ હશે લોહ્યાં.
"પ્રિયા — બાલા — અને માતા"જ પત્નીમાં સમેટાયાં.

## પત્ની

પત્ની મારી નહીં દેવી નારાયણી, માત અંબા નહીં કે ભવાની,
તે નહીં ઉર્વશી, કે, ઉષા, રાધિકા, તે ન દિવ્યાંગના દેવયાની.

દેવી દેવાંગના સાધવી તે નહીં, તે ન સાવિત્રી, કે, દીન સીતા,
જાહ્નવી, નર્મદા, તાપી, ગોદાવરી, કે નહીં તે બીજી કો સરિતા.

તે, ન મેના હતી, ઢેલ, કે કોકિલા, તે ન બુલબુલ નહીં હંસલી તે.
જાઈ, જુઈ, ન ચંપા ચમેલી હતી, કે, ગુલિસ્તાનની તે કળી છે,

વેલી, કે, કુંજ, કે, વાટિકા તે નહીં, તારિકા, ચંદ્રિકા, કે, ન ભાનુ
ને નહીં છે પ્રભા, જ્યોતિ, વિદ્યુત, કે, તત્ત્વ, કો સત્ત્વ તે ના સુધાનું.

ને નથી ગીત, કે કાવ્ય, કે શિલ્પ, કે, તે, ન મંદિર કે, મૂર્તિ ભવ્ય.
ાગ, કે, રાસ, કે, રંગ, કે, રીસ, કે, તે રતિરૂપ તે છે ન રમ્ય.

ામદા તે હતી, પ્રેયસી તે હતી, પ્રેય પ્રીતિ તણી પ્રેરણા તે.
હ, ને દિલની, ચક્ષુ ને ચિત્તની પત્ની મારી હતી એષણા, કે

ા નહીં દિવ્ય છે, તે, નહીં ભવ્ય છે, ગમ્ય, ને, રમ્ય તે તેથી નારી;
ાવના, ભક્તિ, ને, લેખની કામના, પત્નીમાં ભાળું કલ્યાણકારી.



## કવિતા અને વનિતા

શબ્દ અને અર્થયુક્ત કવિતા, તે કવિતા છે,
રૂપ અને ગુણયુકત વનિતા તે વનિતા છે.

# પહેલાં અને હવે

જ્યારે પહેલી મેં જોઈ– તું કેવી હતી?
કોણુ જાણુતું'તુ કે તું તેવી નથી?

મૃદુભાષી જ મેં તને માની હતી,
પ્રિય માનુની મેં તને જાણી હતી,
કહ્યું માનનારી ઘરે આણી હતી,
તું કેવી હતી?– વાત છાની હતી!

મેં જોઈ તને, કે મેં જાણી લીધી,
મને ખ્યાલ થયો કે, પિછાની લીધી,
તારી વાત–સહુ મેં તો માની લીધી,
હું મૂર્ખ હતો, તું તો જ્ઞાની હતી.

મારી લાખ શિખામણુ જાણી જતી,
મને એમ થતું કેવી શાણી હતી,
હવે ખ્યાલ થયો–એકે માની નથી,
તારો એક ઉગારો–તું નાની હતી!

તું તો શાંત અને શરમાળ હતી,
મને જોઈને કેવી તું લાલ થતી,
બહુ વર્ષ ગયાં હવે ખ્યાલ નથી,
મારી પ્રીતની તું પ્રતિપાળ હતી!

કેવી ભીરુ હતી, મુજથી ડરતી,
વળી રોષ કરું – નમતી શિરથી,
હવે હું ડરું – મેં તને ના વરતી,
રાણી જેમ, તું જોતી 'તી મારા પ્રતિ.

કદી જિંદગીમાં મુજને દમતી,
મારી પ્રેમોર્મિ કોઈદિ' ના શમતી,
જેવી છે તેવી તું - મુજને ગમતી,
ગમતી બધી વસ્તુમાં હોય ક્ષતિ.

મુજ જીવનમાં રસને ભરતી,
આવી – લાખમાં એક તને વરતી,
હવે એકમાં લાખ તું તો ઠરતી,
એવી વૈવિધ્યપૂર્ણ જણાય રતિ.

*

* *

## નારી

ન્યારી છે ગતિ, જેની ચંચળ મતિ, જેને રતિ સાધ્ય છે,
બુદ્ધિ, તર્ક, ઉદારચિત્ત, દૃઢતા, જેને સદા બાધ્ય છે.
આંસુ, રૂદ્રસ્વરૂપ, રીસ, લટકાં–શસ્ત્રાસ્ત્ર કારી ધરેઃ
સંસારે નરથી અધિક સબળા, નિશસ્ત્ર નારી ઠરે.

## પ્રીતમ

મારી પાછળ પાછળ આવી રહી,
મને કેમ અલ્યા તું સતાવી રહ્યો?
મારી આગળ આવી અચાનક તું,
તારી આંખડી કેમ નચાવી રહ્યો? (ચિત્ર ૯)

ન બહાર બજાર જઈશ હવે,
નદી ઘાટ, કે, વાટ ફરીશ ન હું.
પછી પાછળ પાછળ કોની જશે,
તુજ નાહક આંખ નચાવીશ શું?

મારી બારી બહાર ઊભો રહીને,
મને કેમ અલ્યા તું ડુભાવી રહ્યો?
તને "જા" કહ્યું, તો પણ જાય નહીં,
મને એવી રીતે શું પટાવી રહ્યો?

કરું બારી હું બંધ હમેશ હવે,
નાહુ આવી અટારીએ ઊભીશ હું.
પછી બારી બહાર ઊભો રહીને,
કઇ, કામિનીને લલચાવીશ તું?

મારા સ્વપ્નની સૃષ્ટિમહીં કહીંથી,
મને આવી અલ્યા ભરમાવી ગયો?
પડી રાત બિછાત પરે સૂતી ત્યાં,
ધરી હાથ મને શરમાવી ગયો.

મારી આંખ ખુલી ગઈ, ભોર થયો,
મારી બારી ખુલી ગઈ બહાર જઈ.
મીટ માંડી મેં, મારગમાં તું ઊભો,
દઈ સાદ તેને હું પુકારી રહી.

# નૈનીમાં શું જોયું?

અબ્ધિ જેવા કરી નાદ ગિરિતલે ગુંજતા ઘૂઘવાતા સમીરે
જોઈ મેં વિચિની માળ, જે, ઊડતી નૈનીના નિસ્તરંગી શરીરે.

શ્વેત, ગુલાબી, ને કેસુડા રંગથી ચીતરી આભની કોર ધીરે
સાંધ્યકાળે દીઠો સૂર્યને સરકતો ક્ષોભથી લાલ થૈ નૈનીશિરે.

મેઘની પંક્તિઓ વ્યોમથી ઊતરી ગિરિના વૃક્ષઘેર્યાં શિબિરે
અંગની શ્વેત, ને, શ્યામ આકૃતિઓ જોય મુકુરમાં નૈનીનીરે.

ડુંગરાને દીઠા શિર ઊંધું કરી સ્નાન વિહારમાં નૈની તીરે
લાલ, લીલી, ધવલ દીપતી જ્યોતિઓ નાચતી નૈનીતાલે તિમિરે.

અંધુભાવે ભલે વિટપો વેરતા વાયુથી પર્ણને નૈની નીરે
વસ્ત્રહીન સુંદરી નૈની, ઢાંકી શકે કેમ નિજ દેહને પર્ણ ચીરે?

અર્ધ અંગો ડુબાવે નર્યાં નેહથી, વિટપો તીર પર નૈની નીરે
જોઈ મેં નૈનીને વૃક્ષઆલિંગને, લાસ્ય, ને, હાસ્યની સુલકીરે.

સુંદરી, સદ્‌ગુણી, શાંત શરમાળ તું, અલ્પ સંસર્ગથી હૈયું ચીરે.
ચર્મચક્ષુતણા અલ્પઆનંદથી નૈની ના હુ ધરાયો લગીરે.

*

# સ્વર્ગ

સ્વર્ગની શોધમાં, ચિત્ત મંથામણે, વસ્તુઓ સાંપડે ભિન્ન ભિન્ન;
હું ગ્રહું, ને, ત્યજું; ચિત્ત અસ્થિર એ કર્મણુકે રહે કેમ ખિન્ન?

ડુંગરાની લીલી પાળ બાંધી શિતળ શાંત સૂતું હતું રમ્ય વારિ
નિસ્તરંગિણી નૈની મને સાંપડયું સ્વર્ગના શોધને ચિત્તહારી.

ના! નહીં સ્વર્ગ એ! પુષ્પ ને, પર્ણ, ને પર્વતોથી વીંટયા રાણીખેતે
જોઈ નિસર્ગની ન્યારી લીલા, જહીં, સ્વર્ગ સૂતું હતું શૈલ્ય સેંથે.

કેમ ઉદાસી હું? સ્વર્ગ શું ત્યાં નથી? શું જઈને વસ્યું આલમોરા?
ચક્ષુએ જ્યાં ચઢયા ગિરિને ઘેરતા મેઘ આકાશમાં શ્યામ ગોરા?

કામી આંખો ગ્રહે સ્વર્ગના સૌખ્યને કામ્ય કૌશાનીના રમ્ય દિલે,
જ્યાં નિહારે મઢયાં શિખરાં દૂરમાં મેઘનો કેલિવિહાર ઝીલે.

રમ્યતા-તંતુને, ચક્ષુના ચંચુથી મેં ગ્રહ્યું તેથી શું સ્વર્ગ ત્યાં છે?
કામી આંખો મહીં રમ્યતાને ભરી, તેથી શું સ્વર્ગનું ભર્ગ ત્યાં છે?

સ્વર્ગ નિસર્ગમાં શોધ્યું પણ, ના મળ્યું-ત્યાં ઊભી પત્ની પ્રેમાળ મારી,
ભક્તિની ભવ્યતા, રક્તિની રમ્યતા, સ્વર્ગની શકયતા આપનારી.

*

# કલ્પનાનો અશ્વ

વેગી કો કલ્પનાના ધવલ અશ્વ પર સ્વાર થઈ વિશ્વમાં હું ફરૂં છું,
ભાળું છું ડુંગરા, સાગરો, ને, નદી, ઉચ્ચ હિમાલયે વિચરૂં છું.

જંગલોને ખુંદુ, વૃક્ષ પર હું ચઢું, ઉદધિને તરૂં સ્વૈર ચિત્તે.
એમ હું વિશ્વના માર્ગ દુર્ગમ ઉપર વિચરું બેસીને અશ્વ પીઠે.

પાંખ હું બાંધુ છું અશ્વના આસને, ને, ઊડું છું દિગંતે કદાપિ.
હું વહું વાદળે, આભ અવકાશમાં, ને જહીં જ્યોતિની સૃષ્ટિ વ્યાપી.

અશ્વ ઉદ્વેગમાં, વેગથી દોડીને રાશિપુંજે મને દે ઉતારી
જોઉં હું ઈશની દિવ્ય, ને રમ્ય આલેખના બ્રહ્મની ધારી ધારી

મેં સકળ સૃષ્ટિ જોઈ નથી દૃષ્ટિથી, હય હવે હાંફતો કેમ થંભે?
ચાલ! બ્રહ્માંડ,ને, જન્મ-પરજન્મની સ્થિતિ તું જોની વિના વિલંબે.

અશ્વ આરુઢ વિહારી જ્યાં આંખથી મૃત્યુની કારી સૃષ્ટિ વિલોકે:
અશ્વની આંધળી ગત્યને હાથની બુદ્ધિનું સત્ય ત્યાં સદ્ય રોકે.

પેંગડે પાય બાઝયા હતા બીકથી, અશ્વની દોરને હાથ ઝાલે.
હય સફાળો ઊભો-ખીણુ નીચે-ઝાડી હું હતો શિખરે નૈનીતાલે.

*

## ગંગા

વાયુ વાય હિમાળીથી કુસુમની સોરમ લઈ સંગમાં.
ગંગાદિલપરે, ચડે લહરિ ત્યાં, ગૌરાંગી ગંગાંગમાં.
નાચંતી, મીઠું જલ્પતી, વહતી'તી ગંગા તરંગે ચડી–
ગંગા દીઠી તરંગિણી રમણી શું–તે ધન્ય મારી ઘડી.

નાચે છે કોઈ નાની નાર મધુરી–એવાં વહે નીર, કે,
પ્રીતિની સ્મૃતિ શું વહે સમીર ત્યાં ગંગાતણા તીરપે.
વાયો મંદ સમીર ને, લહરી ત્યાં જન્મી શ્રી ગંગામહીં
ગંગાની લહરિ નિહાળી ગરવી–ને ધન્ય દૃષ્ટિ થઈ.

આભેથી સરી તું, શિવે ધરી તને, ગંગા જટાથી ગરી.
હિમાળે ફરી તું, જતાં જળભરી ગિરીશથી ઊતરી.
ઉલ્લાસે વહતી, વને ભટકતી, ઠેકો દઈ કુદતી,
દીઠી સુંદરી મુક્ત, મુગ્ધ બનીને મેં, વિશુદ્ધ ભાગીરથી.

*
* *

## ઇચ્છા

મને ઇચ્છા થાયે, જગતમહીંથી શું લઈ લઉં !
નિચોવી આખું આ દિલ જગતને શું દઈ દઉં ?
કદી ઈચ્છા થાયે–જગત ! તુજને હું કહી દઉં :
"નથી ઈચ્છા મારે,-કંઈ લઈ લઉં, કે દઈ દઉં "

# મૂર્ત ગંગા

ગંગા! તારૂં ગતિ રટણ મેં સાંભળ્યું મુગ્ધ ચિત્તે.
ગંગા! તારી રટણ ગતિને દેખી મેં મુગ્ધ દૃષ્ટે.
ગગા! તારા જલકણ તરંગો ઝીલ્યાં આર્દ્ર અંગે.
પાછી ક્યારે તુજ નિકટ બોલાવશે માત ગંગે!

યોગી, ચંચળ, નર્તિકા શું કૂદતી, જખ્મી કરે દિલ આ!
ભેદી ગુંજન અંતરે થઈ રહ્યું, તે ગુંજતું કર્ણમાં!
જોઈ મેં તુજને, થયો વિવશ હુ – દૃષ્ટિમહીં જાળવી.
ચિત્તે હું કરૂં બ્રહ્મ ઊભુ – વહતી બ્રહ્માંડમાં જાહ્નવી!

એનાં એ જળ, એની એ જળનિધિ, સિદ્ધિ રહી એની એ!
એની એ દિલ દિવ્યતા, વિમલતા એ'દિલમાં એની એ!
એના એજ તરંગ, ને, તરલતા, જન્માવીને કલ્પના,
અર્પાવે કંઈ મુગ્ધ મોહિની વિષે ગંગાની આત્મીયતા.

વેદોએ વદી, સ્વર્ગથી સરી પડી, શિવે જટામાં ધરી.
શિર્ષેથી ગરી, શોકથી ડરી જઈ, દોડી ગઇ બાવરી!
તારી ઉક્તિ વદે કવિ, સ્તુતિ કરે યોગી, મુનિ, ને યતિઃ
હોશે કેવી મીઠી તું મોહિનીરૂપે, તું બોલ ભગીરથી? (ચિત્ર ૧૦)

તારી વાત સુણી, અરે સુર નદી! જન્મી પ્રીતિ અંતરે,
તારાં રૂપની દિવ્યતા ગીતમહીં વાંચી પ્રીતિ ઊભરે.
હું મોહાંધ થયો તને નીરખીને, પ્રીતિતૃષા ના છીપી.
હું–તું–માં વ્યવધાન છે–પ્રીતતણી તે શોકગાથા નકી.

તારા જેવી તરંગિણી, નિત નવી અમૃત સ્રોતેભરી.
બાળે પાપ, ક્ષમા કરે મુજ ક્ષતિ, વિષાદને લે હરી.

ચારુ, મોહભરી, વિલાસિની વળી, તે મોક્ષને આપતી.
મારે મૂર્ત સ્વરૂપમાં સુર નદી સંસારમાં સાંપડી.

ઈશાવાસ્ય થયો ભક્ત, તે ભક્તિતણી શક્યતા:
ગંગાવાસ્ય થયો છું હું, ગંગે! ગંગે પુકારતાં.



## ાટેરાં

"અમથી વાતુ કરી કાઢ્યો તમે દિ..."
શાને શાણાં થાય છે ડાહ્યલાં?
તમે નાનેરાંઓ તે કે માંહ્યલાં?
અમે મોટેરાંઓએ તો એમ કાઢી હતી જીંદગી!

## નૈનીતાલના ડુંગરનો નેપાલી મજદૂર યુવક

રાજધાની મહીંથી ભૂલો તું પડી કાનને રાજકુમાર આવ્યો?
કે, તને, કોઈ સાધુ, સુભાષીજને, મંજુ સંભાષણે છે ફસાવ્યો?

કે, તને, ભાભીએ ક્રૂર શબ્દો કહી, દેશથી દૂર દોરાવી દીધો?
કે, પછી માનવીની પીડા જાણવા, કષ્ટનો કારમો પંથ લીધો?

ડુંગરોના ઊંચા દેશમાં છે ઊઠિ વૃક્ષવીંટેલ કો રમ્ય સૃષ્ટિ;
જન્મતાં ત્યાં રવિકિરણો ચક્ષુમાં ચોરીને ખોલી તેં તારી દૃષ્ટિ?

હિમગિરિતણા ગાત્રમાંથી સ્ફૂર્યો રંગ અંગાંગમાં દ્રાક્ષવર્ણો?
મુખમુદ્રામહીં આવીને શું વસી રશ્મિ રૂપે રૂપાળી અપર્ણા?

શિવને તેં સ્મર્યા, તેથી શું, રાખ, ને, ધૂળથી છે મૃદુ અંગ લીપ્યાં?
તે છતાં વિભૂતિથી ભર્યા શિવના અંગશાં તુજ ના અંગ દીપ્યાં?

બોલની રાજકુમાર, તું કોણ છે? કોણ તારો પિતા, કોણ માતા?
પાપ દારુણ એવા કીધાં કેટલાં, કે, થઈ કષ્ટદાયી વિધાતા?

વસ્ત્ર ફાંટ્યાં તૂટ્યાં સાચવી, કાષ્ઠનો ભાર નીચે મૂકી તે જુએ છે.
મારી વાણી વિધાતાની વિચિત્રતાના વિચારે વિલાઈ રૂએ છે.

*

## આજ

નભમાં રમતી, દિલ પર કૂદતી, ગુલના ગાલે જઈ હસતી,
નીલવર્ણા, નભદિલપર દોડે-ચંદા યૌવનમસ્ત થતી,
એ ચંદાની મસ્તી સ્થિર, પણ હું-તું-અસ્તિ સ્થિર નથી. ટેક

ભૂરાં નભઅંતર પર ચંદા, દિલની જ્યોત બિછાવે છે,
જાણે રાધા મધુસૂદનના, દિલમાં દિલ ડુલાવે છે,
મધુસૂદનના અણુમાં અણુમાં,
ચંદા જાણે જઈ વસતી-એ ચંદાની.

ચંદા યૌવન ધરશે, જીવશે, ક્ષીણ થશે, ને, તે મરશે.
પણ, એ મોહક ચંદા પાછી સોળકલા યૌવન ધરશે.
મારી-તારી કાયા માયા
ક્ષીણ થતી, તો ક્ષીણ થતી-એ ચંદાની. (ચિત્ર ૧૧)

કુક્કુટ બોલે, કુસુમો કંપે, બુલબુલ ગુલને વાત કરે.
હસ્તીમાં જે રાત જીવી'તી, નાસ્તિમાં તે રાત મરે.
ચંદા હરદિન ઊગતી'તી પણ,
પ્રીત હતી, ન-હતી બનતી-એ ચંદાની.

યૌવન મસ્ત હતું, તે અસ્ત થયું તે યૌવન ના ફરશે,
ક્ષીણ થયેલી ચંદા પાછી, છો ને યૌવનમસ્ત થશે.
આજનીસાથે મોજ લખી, તે,
કાલની સાથે ના વસતી-એ ચંદાની.

તું-હું-વૃદ્ધ થઈશું, ગળશે અંગો, ને, ચંદા હસશે,
તેનું પુનર્જીવન નિર્મ્યું-તારૂં-મારું ન નિર્મ્યું હશે.

મોત પછીની દેહની માટી,
કેવી એ અણદીઠી હતી – એ ચંદાની.

આ અંગો, આ મોજ અનેરી, આ યૌવન ના પાછું ફરે,
જ્યાં વીતી આ પળ, આ ક્ષણ, આ ઘડી, સંસારેથી ઊતરેઃ
આ ક્ષણ તો ક્ષણમાં મરતી,
ગઈ જે ક્ષણ તે કદી ના ફરતી–ચંદાની.

મરશું, ધૂમસમાં ફરશું–મળશું પણ ના કદી ઓળખશું.
યદિ ઓળખશું–પ્રીતહીન થયેલ ભ્રમિત દિલો નહિ મેળવશું,
ધૂમ્રમહીં શરીરો મળશેઃ
પ્રીત સુંદરી અગ્નિ મહીં જળતી–એ ચંદાની.

(જગનાયકનાં કપરાં ગણિતો, પ્રિય! થાકી જશું ગણતાં ગણતાં.
ને, ભ્રાંતિકારક આંક પ્રિયા ! ભૂલશું હઠીલા ભણતાં ભણતાંઃ
સરવાળા મથશું કરવાને,
ને, બાદબાકી કિસ્મત કરતી–એ ચંદાની.)

આ ક્ષણ આંદોલન જે આપે, તે આંદોલનમાં જીવવું,
તકદીરની કપરી ભાષાનું ઉકેલન કદી ના કરવું.
કિસ્મત પોથી ના ઊકલે, ને,
જીવનપોથી બંધ થતી–એ ચંદાની. (ચિત્ર ૧૨)

(આજે ગોદમહીં તું સૂતી–પણ સૂતી નહિ રોજ હશે,
આજે પ્રીતની ધૂણી ધખે–તે ધૂણી નહિ કાલ હશે,
પ્રીતતણું આ સ્વપ્નું સાચુંઃ
બીજાં, સ્વપ્નો સત્ય નથી–એ ચંદાની.

આજે જે દિલ આલિંગનમાં, તે દિલ કાલ છૂટાં પડશે,
ઓષ્ઠો પર મધુરાં ચુંબન છે કાલે ત્યાં અંગાર હશેઃ

આજે તારા મારા દિલને,
મોજ હજુ તો સાંપડતી-એ ચંદાની.)

તારાં મુગ્ધ બદનના ગુલની યૌવન પાંખડી ખીલી રહી.
મારી પ્રીતની લિપ્સા આજે તુજ દર્શે દંશીલી થઈ;
આજે જે જીવ જીવી જાણે,
તેને પરવા કાંઈ નથી-એ ચંદાની.



## ભૂતકાળની મોજ

ક્ષણમાં, તનમાં મનમાં થયું, કે,
જરી જોયું હતું ફરી જોઈ લઉં.
પણ, એક વિપળમાં એમ થયું,
જરી મેળવ્યું તે ફરી ખોઈ દઉં.
મનરંજન જેથી થયું મુજને,
મન રંજ થતું કરી તેની સ્મૃતિ:
ન હમેશ મને પ્રિય લાગતી'તી;
ભૂતકાળની મોજ – વિલાસકૃતિ.

# સ્ત્રી

ઘૂંઘટ રાખી ખૂણે બેઠી, કોઈ ન સુણશે રાવ,
આંખ નમાવી ગૂપચૂપ બેઠી, કોણ કહેશે "આવ!"
ડાહી, નમાલી, નીંભર નારી, કોણ પૂછે તુજ ભાવ?
"આવ" કહે તે પહેલાં જઈને;
કહે સહુને "લાવ."

ઘૂંઘટ નાંખ ફગાવી તારો, વાળ છૂટા કરી નાંખ.
છેડો છો નહિ સરખો તારો, નીચી નમી નહિ આંખ.
શાને શરમિંદી થઇ ચાલે? ચલનમહીં ધર પાંખ.
કોઈ તને સેતાન કહે, શું
તેથી બનતી રાંક?

ધીમી તારી ચાલ હતી, ને, બાલિશ તારો બોલ,
સંસ્કારી બની મહિલ્ણુતાનું વળગાડ્યું તેં ઝોળ.
પ્રેમતણા વચનો તું આપે, પુરુષ ન પાળે કોલ.
તું નાગણ છે, તો શેં કરતી
દેવીકેરો ડોળ?

# હું ને તું

અંગે અંગ લગાડી,
ચિત્તે ચિત્ત ખઝાડી,

તારી–મારી પ્રીતની ધૂણી જીવનમાંહ્ય જગાડી,
ફરતો ફરતો ગાઉં છુ તું મારી–હુ તારો છુ.

ભિન્ન હતી બે વ્યક્તિ,
એક જ ત્યા આસક્તિ,

સંગે સગ થવાથી જન્મી ત્યા છે પ્રેમલ ભક્તિ.
હું જોઉં કે, જોતી તું: ચિત્ર ચડે ત્યા તું, કે, હું

વાત નહીં આ મારી,
વાત કરું નહિ તારી,

વાત કરું કે, વાત થવાની જે છે વાત અમારી
એક હતા નહિ હું–ને–તુ, એક થયા'તાં તું–ને–હું.

શરૂ શરૂમા એ છાની,
દ્રષ્ટોદ્રષ્ટ થવાની,

અંતર દ્વારે જ્યારે આવી પ્રીતિ છાનીમાની.
પાસે આવ કહું છુ હું પાસે આવતી ત્યારે તું.

અંગે અગ જુવાની,
જ્યારે જોઇ જાણી,

બેના એક થવાની ત્યારે જન્મી છે જઃ દીવાની
વસ્લતણી આ વાત કહું, હું છુ તુ, ને, તું છે હું. (ચિત્ર ૧૨)

# બેમાંથી એક

વર્ષો ગયાં, વર્ષો જશે, એક દિન એવો આવશે,
કે હું-ને-તુંની ગ્રંથિને, ક્રૂર કાળ કાપી નાખશે. (ચિત્ર ૧૪)

લાખો લીધા બોસા હશે જે દિલની મખમલ ઉપર
તે ઈશ્કના ગુલબદન પર અંગાર આગ-ચડયા હશે.

તારી દિલોજાનીથી ના, તુજ સ્નેહના બળથી નહિ
પગલાં કદી પાછાં વળે, સૂતેલ ના કદી જાગશે.

જીવનાર શબ્દો વેરશે, ખાલી હવાના દિલ ઉપર
તે શબ્દના સૂણનાર કાનો, મૃત્યુએ ફૂંક્યા હશે.

રણકાર બંધ થયો અને પરમાણુ સૌ વેરાઈ ગયાં,
તે શબ્દનો રણકાર પાછો કાન પર નહિ આવશે.

જીવનાર આંસુ પાડજે, સ્મૃતિઓ તણા ભંડાર પર,
ભૂતકાળની મીઠી મજા, તુજને જરૂર કકળાવશે.

જીવનાર તો લાખો ઈસમ, જોશે જહાંની સપાટી પર
પણ, એક પણ મરનારની, પ્રતિમા પૂરી નહિ પાડશે.

મીઠી મહોબતને વિસારે પાડવા જગ ઝંખશે.
જીવનાર સાચવશે સ્મૃતિ, બીજાં ભલે ભૂલી જશે.

એક દિ' તો એવો આવશે, હતભાગી જિંદગી થઈ જશે,
ને હું કે તું બેમાંથી એક જ, આ જહાં છોડી જશે.

*

## તું રહી

છે હું ને તું–હું તું મહીં–જ્યાં તું નથી ત્યાં હું નહીં.
સ્થલમાં અને સ્થૂલમાં અને મન સૂક્ષ્મમાં પણ તું રહી.

કિસ્મતતણી ખાણે મને, પહેલી તકે તું સાંપડી,
સોનું ચડયું હાથે પછી, બીજી જહેમત ના રહી.

આ માહરા જન્માક્ષરે, હસ્તાક્ષરો તારા પડયા,
આ હસ્તરેખાની અણુની સૂક્ષ્મતામાં તું રહી.

રવિના કરો જ્યાં જ્યાં અડે, અજવાળું બનતું સદ્ય ત્યાં,
મુજ દૃષ્ટિના શર જ્યાં ખૂંચે, ત્યા ત્યાં સનમ નાચી રહી. (ચિત્ર ૧૫)

દૃષ્ટિ મધે જોવા બીજું, દૃશ્યે બીજું આવે નહિ,
તું દૃશ્યની છાયા વિષે, માયા બની ઊભી રહી,

મનથી કરું ચૈતન્યનાં ચિત્રો ઊભાં હું ચિત્તમાં:
ચેતનતણી ચિનગારીમાં, તું એક જ્યોત ઝળી રહી.

મુજ ઓરડામાં એકલો બેસી રહું કોઈ વખત,
મનમસ્તીથી ઊભું કરૂં, મનમોજી માયાવી જગત.

તે જગતને ખૂણે ખૂણે, ઝીણાં ઝીણાં પરમાણુમાં,
મારા ઉમંગ – તરંગમાં, તારા વિના બીજું નહિ.

આગળ રહી દોરી જતી, પાછળ રહી હડસેલતી,
જ્યાં જ્યાં હું જાઉં ત્યાં બધે, આગળ, કે, પાછળ તું રહી.

તું જાણતી, તારા વિના, મારે બીજું કોઈ નહિ.
હું જાણતો, કે હું નહિ-ને હોઉં તો હું તું મહીં.



ચિત્ર ૧૫

શું આ બધી વાતો ગલત છે પ્રેમીઓના ઐક્યની:
ને દેહના મૃત્યુ પછી, સ્વપ્નું જતાં છાયા રહી:

હું તત્ત્વના ચકડોળમાં પગ મૂકતાં થંભી જતો.
છો તત્ત્વ ને, માયા જૂઠાં, તું એક સાચી જો રહી.

*
* *

## શું બનું?

હું મોજો જુવાળનો, ઓટ તણું નહિ આણ,
હું સોટા વિદ્યુતનો, ના દિવેલની વાટ,
કુક્કુટ હું નવપહોરનો, ના ઘુવડ, બુલબુલ,
સૂર્યમુખી બનું; કિંતુ ના રાતરાણીનું ફૂલ.

# તે યુવતી

હિમ – આચ્છાદિત હિમાચળ,
અણુનમ, ગૌર, અને, શીતળ,
અસ્પર્શ્ય ગહન જેનાં ડિલદળ :
તેવી તે યુવતી.
કિશોર રવિકિરણે હિમમાળ,
તેવા સુંદરી કેરા ગાલ,
ધવલ મૃદુ, ગુલાબી લાલ :
સઉને થાય રતિ.
સુંદર સ્નાયુ સ્નિગ્ધ સુડોળ,
અગાંગો આકર્ષક ગોળ,
શબ્દ વિનાનો તેનો બોલ :
સહુની લુબ્ધ મતિ.
વૃદ્ધતણાં નયનો ત્યાં ઠરે,
યુવક દિલને સહસા હરે,
પણ, તે બે તેનાથી ડરે :
કોઈની છે ન ગતિ.

અ ણુ ઉ કે લ્યું તેનું મન,
અ ણુ આ લિં ગ્યું તેનું તન,
ઘૂંટણિયે પડતાં સહુજન :
ના જોતી તું કોઈ પ્રતિ.
હિમાચળ સમ તે અણુનમ,
સહુની થાય પ્રિયા હરદમ,
પણ, કોઈ નહિ તેનો પ્રીતમ,
અથવા કોઈ પતિ.

## માયા મીઠી મીઠી

માયા મીઠી મીઠી, રામ! માયા મીઠી મીઠી.
જે માયામાં દુનિયા મોહી, તે માયા મેં દીઠી રામ!
માયા મીઠી મીઠી.

દિલ મારું માયામાં મોહ્યું, ભલે કહે કોઈ જુઠી રામ!
માયા મીઠી મીઠી.

મુનિવર મોહ્યા પ્રમદા દેખી! અંતર જ્વાળા ઊઠી રામ!
માયા મીઠી મીઠી.

જે મોહ્યા નહિ નારી દેખી—ત્યાં અંતરની ત્રુટી રામ!
માયા મીઠી મીઠી.

જે માયાથી ધરતિ ઊભી, નહિ તો જાતે તૂટી રામ!
માયા મીઠી મીઠી.

એ માયા જગને જિવાડે! લે જગમાંથી લૂંટી! રામ!
માયા મીઠી મીઠી.

નાની કાયા! માયા મોટી! સ્વર્ગતણી એ વીથી! રામ
માયા મીઠી મીઠી.

તિથિ તારીખ કો નહિ જાણે, મસ્ત થયો કે મિતિ રામ!
માયા મીઠી મીઠી.

નારીથી નર મોહ્ય નિરંતર, એ સંસારની નીતિ રામ!
માયા મીઠી મીઠી.

નારીપાશમાં સઉ જકડાયાઃ એવી' સઉને વીતી રામ!
માયા મીઠી મીઠી. (ચિત્ર ૧૬)

# સુધા સમી

જેવો મંદ સમીર ગ્રિષ્મઋતુની રાતે રતિ પ્રેરતો,
પ્રેરે પ્રેમદિલે પ્રીતિ પ્રતિ પળે, સંગીત જેવું સદા,
જેવો શીતળ છાંયડો પથિકને પોતા પ્રતિ પ્રેરતો,
પ્રેરે તેવી રીતે પતિ - પ્રણય તું તારા પ્રતિ પ્રેમદા.

સાહિત્યે કદિ કોઈ શ્રેષ્ઠ કૃતિમાં ઉન્માદ જેવો રહ્યો,
સ્થાપત્યે કદિ સાર્થ મૂર્ત બનતી કો શિલ્પી કેરી મુદા,
સંગીતે કદિ સુમધુર ગીતમાં આહ્લાદ જેવો રહ્યો,
તેવી દિવ્ય કવચિતના, પણ સદા, તું છે મને પ્રેમદા.

કેવો મોર કલા કરે નીરખીને, પાણી ભર્યા મેઘને,
કેવા મસ્ત રસિક થાય કવિઓ દેખી શશી સર્વદા,
લીલી મંજરી આમ્રવૃક્ષ નીરખી કોકિલ કૂજે વને,
તેવો હું નીરખી તને બની રહ્યો વિહ્વળ-સદા પ્રેમદા. (ચિત્ર ૧૯

કેવી ભૃંગચૂમેલ પુષ્પ દલની રજમાં રહી જિંદગી,
કેવી રંગ સમૃદ્ધિ શ્વેત રવિના જ્યોતિકણે છે સદા,
કેવી શક્તિ પ્રચંડ કોઈ અણુની સુષુપ્તિમા છે ગ્રગી,
તેવી દર્શનમા લઘુ પણ મહા શક્તિમયી પ્રેમદા.

દેવોએ દધિમંથને પરિશ્રમે છે મેળવેલી સુધા,
પ્રીતિના પ્રતિ સ્પંદને મળી મને સુધા સમી પ્રેમદા.

*

# નારી

નારી! સતીત્વ રહ્યું છે તારૂં કષ્ટ સહી જીવવામાં?
કે, આ જિંદગીમાં, ને, પછીથી ચિતા ઉપર બળવામાં?
કે, તારા પતિને પરમેશ્વર માની લઈને મૂરખ.
પરભવના કોઇ સુખને ખાતર દુબળું દિલ દળવામાં?

વિબુધ, વિવશ ને પરવશ બનીને યશ લે છે તું શેનો?
તારો પતિ તારો મટતો, પણ તું આશ્રય લે તેનો.
તું તારૂં અસ્તિત્વ ગુમાવી, અસ્મિતા રગદોળી,
ભોળી, ભલી, ભામા બની બેસી, ભ્રમિત કરે છે નેનો.

માયકાંગલા મૂઢ કવિઓ તારાં ગાન કરે છે;
કવિઓએ તારાં ગીત ગાયાં તેથી ગુમાન ધરે છે?
ઇશ્ક, મહોબ્બત, પ્યાર, સનમ, ને, દર્દ, મદિરા, મસ્તી,
એવા શબ્દોથી કવિઓ તવ જગમાં ચિત્ત હરે છે.

તારો મોક્ષ રહ્યો છે પતિની સેવાના પાલનમાં?
સંસારે તારી છે સિદ્ધિ પ્રસૂતિ – અકળામણમાં?
તારા તનનો પતિ છે સ્વામી – મનની શીદ મટી જા?
સાનમાન ગુમાવતી શાને પતિની ગભરામણમાં?

(તેં હાથે જે કંકણ પહેર્યાં તે તારૂં છે બંધન,
સ્વર્ણ જવાહિરથી બંધનમાં આવે નહીં પરિવર્તન.
આકર્ષણ તારું છે વરણાગી વિલાસ, વિકળતા;
જગમાં નર માને છે તારું સાજન માટે સર્જન.

ઘૂંઘટ, બુરખો, ઓઝલ પરદો ક્યાં સુધી રાખી રહેશે?
બળજોરી તું બની નમાલી કયાં સુધી સાંખી રહેશે?

જ્યાં સુધી ન સમોવડ નરની થાય તું જગમાં સાચી,
ત્યાં સુધી નર પિપાસુ બનીને સ્ત્રી ભણી આંખી રહેશે!)

આર્યા! આર્યા! કહીને તુજને આર્યજને ધુત્કારી.
દોરદમામ કરીને પુરુષે કીધી જારી-વિજારી.
દારા, દાસી, બનીને બેઠી, નારાયણી થઈ નિર્બળ,
નિર્બળતાની નસિયત આજે ભોગવી રહી છે નારી.

(સીતાનું દૃષ્ટાંત દઈને નર માગે છે વળતર.
રામતણા દૃષ્ટાંતે પુરુષે કીધું ન કિંચિત્ ઘડતર.)
ભારતના ઇતિહાસતણાં મેં પાનાંઓ ઉથલાવ્યાં;
શબ્દે શબ્દે વાંચી રહ્યો છું નારી માટે બળતર.

ભોક્તા, ભામિની પાસે માગે ભક્તિ, ભોગ ભવોભવ:
પાલવ પાથરી પરવશ નારી મુખથી કરતી રવરવ.
ભારતના પુરુષને માટે છે આ ભવની મોજો.
નારીના સુખ માટે તો સરજાયો છે કો પરભવ.

નૃત્ય, કવિતા, શિલ્પમહીં છે નારી વિલાસની ગાથા.
ને, સંસારે નારી રહી છે, પુત્રી, પત્ની ને માતા.
નર, નારીનું સર્જન કરતો કલાકારની રીતે.
રૂપ નારીનાં તરંગમાં ને હકીકતમાં બદલાતાં.

(દેવી અને નારાયણી કહીને, કોઈ બનાવે અદ્ભુત.
સર્પિણી, વીખ, માયા કહીને, કોઈ કરે છે વિકૃત.)
જેવો છે નર, તેવી નારી, સરજનમાં એક સરખાં.
કાળકૂટ નથી કામિની, કામિની નહીં અમૃત.

નારી! તારો પ્રશ્ન હતો જે, ગઈ કાલે તે આજે.
નારી! તારા રૂપની કિંમત ગઈ કાલે જે-આજે.

નારી! તારા પર મોહાંધ થઈને પુરુષો મરતા.
નારી। તારી વિષયલાલસા, ગઈ કાલે-ને-આજે.

નારી! તું છે સહિષ્ણુતાની સૂરત, જે, ગઈ કાલે.
સેવા, સુશ્રુષા, સન્મતિની મૂરત, જે ગઈ કાલે.
દેવી, સાધ્વી, સતી, સોહાગણ, વિધવા, કે, કુમારી.
આજે પણ છે નારી, નરની નૂરત, જે ગઈ કાલે.

(નરને તેં નારાયણ કીધો, આસુર કીધો નરને.
માર્દવથી તેં દીન કીધો, ને, ક્રૂર કીધો છે નરને.
તેને તેં નામર્દ બનાવ્યો, શૂરવીર પણ કરી દીધો.
રાખી, દેહથી નજદીક નૈનથી દૂર કીધો તેં નરને.)

આખુ જીવન મુક રહીને, મનમાં તું સણસણતી.
આખું જીવન દુઃખ સહીને, સુખથી ના ભણભણતી.
તારી મતિ નહિ ડગમગતી તું, પતિમાં ઇશ્વર દેખે;
પરભવનું પટકૂળ તું, આ ભવ, કોને સારૂ વણતી?

નારી, ને, નરનું ઉત્પાદન ભિન્ન હતું કયી રીતે?
નારી જગમાં હાર ખાય તો, નર કયાંથી જગ જીતે?
બેની પ્રીત થકી આ જગનું હિત રહ્યું છે અણનમ.
તો પણ નારીને; હીણા નરના સુખ માટે વીતે.

નારી! તું ઇતિહાસ ભૂલીજા! સજ્જિત કરજે ભાવિ
સ્પંદન, ક્રંદન ભૂલી જઈને, દે તું નેન હસાવી.
નારી! તું છાયા નહિ બનજે! છત્ર બની જા નરની.
નરના સુખ ને દુઃખની હરદમ બની રહે તું ચાવી.

ગાય હતી તું-પાલક તારો કસાઈવાડે વેચે;
ઘરસંસારતણું આ ગાડું, ગાય બની શીદ ખેંચે?
શબ્દ થકી પડકાર દઈ દે, નિશ્ચલ બોલ સુણાવી;
નર, તારી સુણશે નહિ કદી પણ, ચીડિયાં જેવી ચેં ચેં.)

*
* *

## યુગલ

મને ગમે નહિ એકલા રામ,
મને ગમે નહિ એકલો શ્યામ,

તેથી નમું સિયાવર રામ,
પ્રણમું તેથી રાધેશ્યામ.

# કાળા વાળ



કોઈ મોહે નેણથકી, ને કોઈ મોહે ગાલે,
હું તો મોહ્યો કામિનીના કાળા કાળા વાળે.
અંગે અંગો માનુનીનાં કેવાં છે રૂપાળાં,
કાળી કાળી આંખો માંહિ ભાળી જ્યોતિ જવાળા.

લાંબા કાળા કેશ તારા સરે જ્યારે ઉરે
કવિ હોઉં, કે, ન હોઉં, કાવ્ય મને સ્ફુરે.
કોઈ વેળા લટે રહે વાળ ગૂંથાયેલા,
કોઇ વેળા અંબોડલે વાળ વીંટાયેલા.

છૂટા છૂટા વાળ, કોઈ વેળા શિરે ઊડે,
માનિનીના વાળ સાથે મારું દિલ કૂદે.
કાળા વાળ, લાંબા વાળ, વાળ તે સુંવાળા,
મોહ્યું મન જોઈ તેના વાળ કાળા કાળા.

એવું છે શું વાળ મહીં, કે, જે નહિ ગાલે,
કે, જે, નહિ નેનમાંય, આંખ મારી ન્યાળે?

વાળ તણા દશ્યે મોહ્યો. એવા તે - શું ખ્યાલે -
મારી દૃષ્ટિ સદા જોતી દિવ્યાંગીના વ્હાલે?

ગૌર અંગ, લાલ ગાલ, વાળ છે સુંવાળા,
આંખ તેની કાળી, પણ, વાળ વધુ કાળા.
વાળ ઊડે શિર પર. બાળા જ્યારે ચાલે, -
છૂટી રમે લટ કોઈ તેના ગૌર ગાલે.

મોહની છે વાળ તણી કોને જઈ કહું?
સદા કાળ મોહિનીનો થઈ ને હું રહું.
કલ્પેલી કો કલ્પનામાં કૈ ન એવું આવે,
(કે) કાળા કેશના કોડીલા ભાવને લજાવે.

ગોકુળનો ગોપ કાળો, કાલિંદીનું પાણી,
ગોપિકાની આંખ કાળી, બંસી કાનુડાની.
કોઈ એક ફિલસૂફીમાં ભણી થયો જ્ઞાની,
વાત મારી સુણી વદે ભારભરી વાણી.

"કાળી આંખ, કાળા વાળ, માયા કેરા ચાળા,
કામિનીના કાળા વાળે મોહ કેરી જ્વાળા."
શાસ્ત્ર તણી પોથીમાંથી ગોતી કાઢી વાણી.
કોઇ એક ધર્મગુરુ વાત કરે, શાણીઃ

"કાંતાના છે વાળ કાળા, ગાલ રાતા રાતા,
બાપુ! નક્કી જાણજે ત્યાં નાગના ફૂંફાટા."
કવિ એક માર્ગ મહીં જાય પગપાળા
ગીત સુખે ગોખતા ને કરે ચેનચાળા.

"કાળા વાળ કાંતા કેરા જોઉં અને સ્મરું,
આનંદે હું અંગુલિથી આંખ સામે ધરું.

મોહ મારો જાય નાહ, કહું છું હું ખરું.
કાળા વાળ કામિનીના–કવિશ્રી શું કરું?”

કવિ ગાતા ગાતા ચાલ્યા ઝુલફાં ઉડાડી
કવિ તેની કામિનીને સ્મરે દા’ડી દા’ડી.
તેને જોઈ એમ થયું ગીત રચું આજે
કાળા વાળની વાતે, કે, ગીત મારું ગાજે.



## હોળી

વાળમાં ગુલાલ, રંગ અગમાં, મૃ:ંગ હસ્ત,
ભગથી ભૂનેલ ભાન, ગાન ગાય છે બિભત્સ.
રંગ, રાખ, ધૂળ–ચોળી, હોળીમાં બનેલ મસ્ત,
માનવી કરે છ ગેલ, મેલથી થયેલ ભ્રષ્ટ.

# શૃંગાર–લહરી

આ ગંગા છે જગતજનની? નર્મદા, કે, યમુના?
જેની મીઠી લહરી ગીતમાં કલ્પતો હું અધુના.
લક્ષ્મી દેવી, લલિત અથવા દેવી દેવાંગના તે,
જેની ચારુ ચરણધૂલિની સુજ ને ઝંખના છે?

કે, ગોરાંદે, ગરવી ગભરુ, ગોપિકા ગીતઘેલી.
સુણી બંસી સુર મધુર કાલિન્દી પે જાય વ્હેલી?
કે, મા અંબા સદય મનની, ભક્તાને મોક્ષદાયી?
શંકા એવી અવર જનને આવશે ચિત્તમાંહી.

અબ્ધિની આ લહરી હતી, જે, ઘેરી ભૂરી પ્રચંડ?
કે છે ગોરી, નદની લહરો પાણી પૂરે અખંડ?
કે કો સરની સમીરથી ઊઠેલી શીળી અલ્પ લે'રી?
એવી ભ્રાંતિ ઈતર જનના ચિત્તમાં જાય પ્રેરી.

પ્રીતિની કે, પ્રણયિનીની કે, પ્રીતની મસ્તીની એ,
આશાની કે, પ્રણય-તરસ્યાં દિલની તૃપ્તિની કે,
સંસારીની સરળ પ્રીતની, ભગ્ન વિયોગની કે
શેની છે આ લહરી ગીતમાં? યોગની, ભોગની કે?

ભક્તિની કે પ્રભુભજનની, મૂર્તિ લાલિત્યની તે,
માતકેરાં પૂજનની હતી, રમ્ય સાહિત્યની કે?
શેની છે એ લહરી લટકા લાખ આજે કરે જે?
જન્મી ચિત્તે, કવિ કલમથી, ગીતમાં ઊતરે જે!

ના દેવાંશી દુકૂલ ધરીને ઊભી મારી સમીપે–
ના દિવ્યાંગી લલિત લલના કાવ્યમાં આવી છૂપે.

આ તો આદી, સીધી સુભગ છે સુંદરી કોઈ શાણી:
જેને માટે કવિ લખી રહ્યો ઊર્મિલી, પ્રેમવાણી.

મૂર્તિઓ છે જડજગતમાં કલ્પનાની પ્રસાદી,
તેં મૂર્તિએ મન-જગતમાં કલ્પનાને જગાડી.
શિલા-મૂર્તિ-કૃતિ મહીં રહ્યો કલ્પના ભાવ આદ્ય.
મૂર્તિ તારી પ્રથમ બની છે, કલ્પના તેથી સાધ્ય.

તારી દૃષ્ટિમહીંથી ઝરતી, પ્રીતની જ્યોતધાર,
તે જન્માવે મુજ દિલમહીં નિત્ય નાના વિકાર.
તે આંખેથી કદી ન શું ઝરે, એવી જ્યોતિ પ્રચંડ,
કે, બાળે તે ક્ષણિક રસના રંગરાગી તરંગ?

તારા, ચિત્તે ગુણરસ ભર્યો ગુપ્ત મીઠો મરન્દ.
મારા જેવો નિકટ ભમતો ભૃંગ જાણે સુગંધ.
આજે તારા પરિમલ તરંગો ગીતે હું વર્ણું છું
ને, તારા એ, ગુણનિધિતણો ગંધવાહી બનું છું. (ચિત્ર ૧૮)

પ્રીતિ-ભક્તિ, પ્રણય સહુ છે, અંગની અગ્નિઝાળ.
તે અગ્નિથી ઊપજતી હતી અંતરે જે વરાળ,
તેની શક્તિ-થકીજ મનનું ચાલતું ગૂઢ યંત્ર.
શૃંગારી! ના, સ્થૂલ શરીરથી પ્રીત-ભક્તિ સ્વતંત્ર.

અગ્નિ સામે, ઉભય પ્રણયી પ્રીત સત્કાર યાચે,
અગ્નિશિખા પ્રણયની પ્રતિ અંગમાં જ્યોત સ્થાપે.
બુદ્ધિ માટે નહિ કંઈ બીજું અગ્નિ જેવું વિબુદ્ધ,
શુદ્ધિ માટે, નહિ કંઈ બીજું અગ્નિ જેવું વિશુદ્ધ.

પૂજા, અર્ચા, ભજન, ધૂન, ને, કીર્તનો, ગીત, ઉક્તિ,
અર્પું તારાં ચરણમહીં હું મુજની પ્રીત ભક્તિ.

બ્રહ્માંડે હું નજર કરતો, એક નિહાળું વ્યક્તિ,
તે વ્યક્તિની મદુ મીન કન પામવા પાર ભક્તિ

આસક્તિના પ્રથમ નિયમે શીખજે તું વિરક્તિ,
ભક્તિકેરા, પ્રથમ ભજને, ભૂલજે તારી વ્યક્તિ
તારા લક્ષ્યે, શમી જઈ રહે, સિંધુમા બિંદુ જેમ,
ભોક્તા ભોજ્યે ભૂલી જઈ શમે એનું છે નામ પ્રેમ

જેવી રીતે અધિભૂત ગ્રહે, છોડી અધ્રુવ, જ્ઞાની,
આનંદે છે, ગહન અણુને, સૂક્ષ્મ છે તોય જાણી
તારા લક્ષ્યે, લખ અલખની વાત એવં મમેટી,
તત્ ત્વ, તત્ ત્વં, ગમ થતું અને, અન્ય છે 'નેતિ નેતિ'

આત્મજ્ઞાની ગહનરૂપ જેનુ ગણે છે અતીત,
જ્ઞાની ચિત્તે પર અપરને પામવાનુ પ્રતીક
ગીતા માને ઉપનિષદમા બ્રહ્મ ઉપાસ્ય ઓમ!
આલબીને, તુજ પદ પથે, પામુ ઉપાન્ય ગોમ

મારા ચિત્તે મન પ્રગહને ના નિયંત્રિત કીધી,
અર્થેન્દ્રિયોતણું લખ હતુ મોહની અર્થસિદ્ધિ
તું મોહિની મનતણુ બની લક્ષ્ય, મોહિની જાગી,
મોહી જાગ્યો અલખ પ્રણયે, હું બન્યો ના વિરાગી

પ્રકૃતિના કમલદલમા પ્રીત છે ભક્તિ ગાથા,
ભક્તિકેરી ગુણનિધિતણો હું બનુ માતરિશ્વા
હું ભોગી છુ તુજ પ્રણયનો – ભૃગનાથી બનુ છુ,
હું જોગી છુ તુજ ભજનનો – ગીતવાદી બનું છુ

તાગ સ્પર્શે સુખ અનુભવી હું બનુ છુ કૃતાર્થ
તારા શબ્દો શ્રવણ પડતા, તે શ્રુતિ છે યથાર્થ

તારી પ્રીતિતણું બની રહું એક હું ક્ષુદ્ર પાત્ર
જ્યાં જોઉં ત્યાં નજર પડતી એક તું એક માત્ર.

તારી વાણી શ્રવણ પડતી – એ શ્રુતિ, તે શ્રુતિ છે,
તારી યાદી હૃદય રમતી – એ સ્મૃત, તે સ્મૃતિ છે.
તારી પ્રીતિ વિદિત મુજને, એક તે વેદ-જ્ઞાન,
પુણ્યાત્મા છું હરદિન રહ્યું, એક તારું પુરાણ.

તત્ત્વોમાં છે નહિ કંઈ બીજુ – એક છે તત્ત્વ તે તું,
મારા ચિત્તે તુજ દિલથકી થાય એકત્વ એવું –
પૂજા માટે નહિ કંઈ બીજુ – એક છે દેવ તે તું,
તેને ભક્તો નહિ કંઈ બીજા – એક છે ભક્ત તે હું.

બોલી દેની, નહિ છૂપી રહે, પ્રીતની એ પ્રસિદ્ધિ,
પ્રીતિયોગે નહિ હજુ મળી, છો ચિરંજીવ સિદ્ધિ.
પ્રીતની તો પગથી પગથી પામીને ઉર્ધ્વ જાઉં,
સંગાથી તું, નહિ કદી પ્રિયે, માર્ગમાં થાકી જાઉં.

તારા શિરે, ઘનલટ મહીં ગૂંથું મૌકિતક સેંથી,
તારાં અંગો મઢી દઉં બધાં હેમની વસ્તુઓથી.
શૃંગારી હું ઘડી દઉં તને માહરી રૂપરાણી
એવી ઇચ્છા રહી ગઈ હતી અંતરે કૈં અજાણી.

લીલાં, ભૂરાં, જરી કસબનાં અમ્બરોથી સજેલી,
હીરા મોતી થકી ઝગી રહી તુજની દેહ વેલી.
સોને રૂપે, ઝગઝગી રહી, દેખું તે દિવ્ય રામા–
શૃંગારીને, પ્રીત તણું બન્યું મૂલ્ય સોનારૂપામાં.

સંસ્કારીના પ્રથમ વિનયે સ્રી બને દિવ્ય-અંગી
સ્નેહીકેરાં, પ્રથમ પ્રણયે સ્રી બને સ્નેહ-સંગી

ગંગારીના જડ અભિનયે-કામ સંતોષ યોગ્ય-
ભોકતા કેરી, પ્રણયિની સદા ક્રીડને મૂક ભોજ્ય.

પ્રચાતુર્યે શર નથી ધર્યાં, તેં કીધા ના કટાક્ષ,
નારી લીલા કીધી • નથી કાંદ, તેં કરીને ફૂટાક્ષ.
લજ્જા કંપે, વિવશ નયને, ના કીધાં મંદ હાસ
તારી પ્રીતિ મહીં પછી રહ્યો કયા કહેને વિલાસ?

પુત્રી જેવી ગૃહિણી મહીં બાલિશતા ન્યાળતો જે
પત્નીમાં જે, જનની સમ વાત્સલ્યને, ભાળતો જે,
ભાળે છે જે પુનરપિ પુનઃ કામ, સંભોગિનીમાં-
તેને માટે• વિવિધ જગમા મોહિની કો બીજી ના.

જે જે શકિત હૃદય મહીં છે, તે બને ભકિત જ્યારે,
જે જે ભકિત મન મહીં હતી તે અને શકિત જ્યારે,-
સંમારે જે નિજ પ્રણયને માર્ગદર્શી બનાવે,
પ્રીત્યોલ્લાસે હસી રહી પ્રીતિપાત્રને તે હસાવે:

તારી આંખો મહીં રહ્યું હતું જાદુ તે, એક માટે,
•તારા સ્પર્શે સુખ રહ્યું હતું-સૌખ્ય તે એક માટે.
તે જાદુના નિત નવનવા, મોહ આલસ્યમાં હું
પામું જ્યારે તુજ નિકટતા ઐકયમાં હું સમાઉં.

બંસી કેરો રવસુણુ જતી ગોપિકા કેમ દોડી?
કાનો દેખી કયમ ઊભી રહી ગોપિકા હાથ જોડી?
એ પ્રીતિ છે? પ્રણય લગની? ભક્તિ કે દર્દ છે એ?
ગોપિકાઓ ઘર ઘર રહી: કૃષ્ણ જુદા જુદા છે. (ચિત્ર ૧૯)

વર્ષો વીતે, કયમ કરી પ્રીતિ થાકતી ના પ્રવાસે,
વર્ષો જૂની પ્રણય-રીતથી, કેમ પ્રીત ન ત્રાસે?

દેહીઓનાં દિલ થઈ રહ્યાં વૃદ્ધ ને શક્તિહીન.
તોયે પ્રીતિ, નવ પરિણીતા નાર જેવી નવીન.

ગંગાનીરે લહરી નીરના અલ્પ બિંદુ મહીંયે,
પ્રેમીદિલે, પ્રણુય-લગની છે અણુયે અણુયે.
ગંગા કેરાં નીર મહીં બૂડી ભક્ત વિમુક્ત થાય,
પ્રેમી દિલે દિલ દઈ દઈ, પ્રેમી આસક્ત થાય.

વ્યોમે ચંદા ચડી રહી હતી વિશ્વ ઉજાળવાને,
આખી રાત્રિ નભ થકી સુધા વિશ્વમાં ઢાળવાને.
ઈચ્છા મારે થઈ મીટ નહિ માંડું, ને, રાત જાગું,
ચંદા પાસે ભીખ નયનથી, ચંદ્રિકા કેરી માગું.

પ્રેમીદાતા શીદ કરી રહી ભિક્ષુ કેરી પ્રતીક્ષા.
ભીખે ભીખે ભૂખ વધી રહી, માગુ હું - "આપ ભિક્ષા."
ભિક્ષા કેરા પૃથક્કરણુની ના તમા પ્રીતિદાને
પ્રેમીએ તો પ્રીત કરી હતી સ્નેહી સંતોષવાને.

પ્રીતિકેરી, રીત જુદી જુદી, ભિન્ન લોકે રહેલી,
પ્રીતિકેરી જીત, નહિ પ્રિયે, જાણું શેમાં થયેલી-
મસ્તીમાં કે, પ્રણુય-વિનયે, સ્વાર્પણે, સ્વૈર ભોગે,
પ્રેમીકેરાં મિલનમહીં કે, પ્રેમીઓના વિજોગે?

મૈથુને, કે, શરીરરમણે, ભોગવિલાસ રંગે?
આત્માનંદે, સરલ હૃદયી ભાવવાહી તરંગે?
મિથ્યા નાદે, વપુ અભિનયે, મસ્તી પોષ્યા અનંગે?-
પ્રીતિકેરી, જીત રહી કહીં, ભિન્ન આવા ઉમંગે?

તારા પત્રો વિવશ કરતા ચિત્તને દૂર દૂરે,
તારા શબ્દો, પરવશ કરે ચિત્તને પ્રેમપૂરે.

જે પ્રેમીને, મૃદુ પ્રણયની આર્દ્રતા ના જણાય,
તેને માટે, પ્રીતિ ઉણપનો, દોષ સાચો ગણાય.

તત્ત્વજ્ઞાની શીદ કથી રહ્યો, તત્ત્વ છે અંતમાં શું?
શાને માટે મૂઢ મથી રહ્યો, તત્ત્વને જાણવા તું?
આ વૃક્ષો છે, ગગન ભરું આ, તારલા વ્યોમ અંકે,
આ ચંદ્રિકા, મુજ પ્રણયિની, નિત્ય સાંનિધ્ય સંગે.

એવું સાચું મૂકી દઈ મને, બીજુ સાચું સૂઝે ના,
મારા પ્રેમે, મુજ અભિનયે, બીજું સાચું રીઝે ના.
યોગાભ્યાસે તપથકી નહિ, ચિંતને સત્ય સ્ફૂરે,
મારે સાચું, નજીક રહ્યું છે, શોધું તે શીદ દૂરે?

વૃદ્ધિ પામે, મુજ પ્રણયની સંસ્કૃતિ જેમ જેમ,
બુદ્ધિકેરા દીપથકી બને આકૃતિ ગ્રાહ્ય તેમ.
શ્રદ્ધા, ભક્તિ, અનુભવમહીં આત્મ-નિરીક્ષણે હું,
જોઉં ત્યારે, નહિ બીજું દિસે, દિસતી તત્ ક્ષણે તું.

સાચી પ્રીતિ, નહિ લગન કે, ભૂખ, કે, ના તૃષા તે,
પ્રેમીઓના સ્થૂલ શરીરની કેલી કેરી દશા, કે,
સંસ્કારીના, વિનયી હળવા ભાવની શુષ્કતા કે,
આસક્તિ, કે, તપતણી નથી ગૂઢ વિરક્તતા તે.

આવા પ્રશ્નો, પૂછું નહિ અને, ના સમાધાન માગું,
મારે ચિત્તે રમી રહી હતી તું, અહેસાન માગું.
તારા અંકે, તુજ નયનમાં, અંતરે સ્થાન માગું,
બીજું માગું કંઈ નહિ, અને, બીજું અજ્ઞાન માગું,

મીઠાં મીઠાં સ્મરણ સુજને કોઈ દિ' તો દમે છે,
આશા-સ્વપ્નાં, સ્મરણ સૂજનો, ચિત્તને તો ગમે છે.

તે સ્વપ્નાને સ્મૃતિથકી કરે બદ્ધ તે એક ગ્રંથિ;
તે ગ્રંથિ તું, મુજ જીવનમાં વર્તમાને વસંતી.

તે ગ્રંથિ જો તૂટી કદી જશે; કાળના ક્રૂર હાથે,
સ્વપ્નાં મીઠાં, છૂટી ઊડી જશે. ખ્યાલ ના, દૂર ક્યાં તે.
મીઠી સ્મૃતિ પછી રહી જશે, રજ્જૂની રેખ જેવી,
કે, સાદી આ, પ્રીતિતણી કથાના શિલાલેખ જેવી. (ચિત્ર ૨૦)

મારી કીર્તિ, મુજ કવન કે, આત્મ-ઐશ્વર્ય જે છે,
પ્રેમી હાથે, પ્રણયિનીપદે, પ્રીતિનું અર્ધ્ય તે છે.
તારી મૂર્તિ સરળ મધુરી, જ્યાં ખડી મંદિરે ત્યાં,
સંસારે, કે, સ્મૃતિમહીં ભલે, તે રહે અંતરે ત્યાં.

તું આજે છે, હતી-વળી હશે-ભૂતકાળે ભવિષ્યે,
જેવી આજે, મધુર હતી તું, તેવી ર્‌હેશે અવશ્યે.
બીજાં ચિત્રો, સ્મૃત જગતમાં, આવતાં, ને ભુસાતાં.
લેખો તારા, સ્મૃતિમહીં લખ્યા, સ્વપ્નમાં યે લખાતા.

હસ્તી આજે, હતી, નહિ હશે, કાલ તે હસ્તી તારી
ત્યારે કેવી, જુદી થઈ હશે જીવને હસ્તી મારી?
તારી હસ્તી થકી રહી હતી જીવને શક્તિ મારી;
તે હસ્તીથી, જીવન પર છે, ભક્તિ, આસક્તિ મારી.

"જન્મે જન્મે, પ્રિયતમ મળે તું, મને નાથ મારો,
પ્રીત્યોન્માદે ધરું લગનની વેદિએ હાથ તારો"–
જે પ્રેમીના, સુખી, દિન વહે પ્રેમની ઝંખનામાં
તેને આવી, સુલભ, બનતી, ઊર્મિઓ કલ્પનામાં.

તત્ત્વજ્ઞાને નહિ કદિ હજો કોઈ અંકુશ એવો
પ્રેમીઓના પ્રણયી દિલની રોકતો કલ્પનાઓ.

બુદ્ધિને જે ગમ નહિ પડે, જ્ઞાનીઓ તે ત્યજ છે,
શ્રદ્ધાને જે સહજ બનતું, ભક્ત તેને ભજે છે.

અદ્વૈતે જે રહી વિમલતા, તે નથી દ્વૈતભાવે
વૈવિધ્યે જે રહી તરલતા તે ન એકત્વમાં છે.
તેથી દ્વૈતે જન સરી પડી, રાખી અદ્વૈત ભાવ
ભાવો જુદા, જીવન જુદું છે. લોકનો એ સ્વભાવ.

તત્ત્વો કેરા અગમ જળમા બુદ્ધિના મંથનેથી
ભ્રાંતિ કેરૂં વમળ બનતું, ભક્તિ રૂપે પદચેથી.
આ જન્મે જે સુખ મળી રહે, સ્નેહ, સંતોષ સાથે,
શાને માટે પરજનમની આપદા રાખુ માથે? (ચિત્ર ૨૧)

પ્રીતિઘેલાં પ્રણયી દિલમાં કલ્પનાઓ સ્ફૂરે છે
તારા મારા જીવનમહીં તો વાસ્તવિકતા ઉરે છે.
કાવ્યોમાં ને ગીત મહીં ગુંજી વાસ્તવિકતા જીવે જે,
તારી મારી પ્રણયકથની રાત દિ' તે કહે છે.

ઊગ્યું જેવું કમળ મધુરૂં કુમળું કાદવે છે,
પ્રીતિ જન્મી ફૂલી ફળી રહે કામીના સ્થૂલ રાગે.
પ્રીતિને, ને, કમળ ફૂલને રોળવા કાદવે દે,
જીવ્યું છે જે મલિન જળમાં, ના બીજે જીવશે તે. (ચિત્ર ૨૨)

પ્રેમીઓની પ્રણયકથની ના લખી વીતરાગે,
પ્રીતિ કેરાં કમળ ઊગતાં ના સુશોભિત બાગે.
સંન્યાસે, કે, તપ, દમનમાં, ત્યાગની સિદ્ધતામાં,
ના છે કિંતુ, સ્મર-વિજય છે, સ્નેહ-સંદિગ્ધતામાં.

સાચી પ્રીતિ, સ્થૂલ શરીરની, ગોપીની કૃષ્ણ કહાને,
એવી પ્રીતિ શિવ મહીં હતી ભોગી ભામા ઉમાને. (ચિત્ર ૨૩)

આત્માઓ, ના, પ્રીત કદી કરે, ના પ્રીતિ યોગીઓને,
પ્રીતિ, ભક્તિ, પ્રણયકથની, ભાગ્યમાં ભોગીઓને.

નિદ્રા મારી પૂરી નહિ થઈ, થાય છે ત્યાં સવારઃ
તૃપ્તિ મારી પૂરી નહિ થતી, થાય તૃષા હજાર.
કર્મો મારાં હજુ નહિ પૂરાં થાય, પ્રારબ્ધ મારું,
શાને પાછું થઈ રહ્યુ શરૂ, આ સહુ શીદ સારૂં?

જૂનામાંથી નવું સરજવા લોકર્શે હામ ભીડે?
જૂનામાંથી જૂનુ જનમશે, ના નવું તો કદીયે.
કામીઓની શરીર – લગનીમાં નથી પ્રેમ-છાયા,
પ્રીતિ તો છે જનરચિત, ને, કામ પ્રકૃતિ-માયા.

નીતિકેરાં, મકુરમહીંથી સત્ય તો ના જણાય,
નીતિકેરાં નયનથી નહિ, નેહ સાચો પ્રિછાય
સાચી પ્રીતિ, શરીરમહીં ને, છે, નશો ચિત્તમાંહી,
ચિત્તે જ્યારે મદ ઝરી જશે, પ્રીત રે'શે પ્રવાહી. (ચિત્ર ૨૪)

આદર્શો તો ફૂલસમ વને, ખીલતા, ને, ખિડાતા,
મૃત્યુ પામે, જીવન ધરીને, બે ઘડી શ્વાસ લેતા.
તેની હસ્તી અચળ નહિ, ને, મુગ્ધતા ચિરસ્થાયી,
તેની વિશ્વે અસર નહિ છે, ફોરમો પ્રાણદાયી.

મીઠી માત્રા, મનપર ઘસી, મોહની મત્ત તેથી!
પ્રીતિયાત્રા પ્રણયની કીધી, સંગ, આસક્ત તેથી!
મીઠા શબ્દે, મધુર પ્રણયે, સ્વપ્ન સેવ્યાં સુખેથી
આત્મોલ્લાસે જીવન જીવતાં, કંપના વિરહેથી.

તારામાં શું! નથી કઇ હુંમાં—નેહનાં નેણુ ન્યારાં.
મારી ગિરા ગરવી નથી શું! પ્રેમનાં વેણુ પ્યારાં.

જે છે તે છે, નહિ બીજું કશું ઇચ્છવું પ્રેમબાજે,
આ ઐશ્વર્યે બનું નૃપતિ-તું સ્નેહરાજ્ઞી, વિરાજે. (ચિત્ર ૨૫)

તું બંધાતી મુજમહીં નહિ, તે છતાં બાંધી રાખે,
છોડયા વિના શર પ્રણયનું લક્ષ્યમાં સાંધી રાખે.
ચેત્યા વિના બહુવિધ મને ચેતવી તું શકે છે,
સ્પર્શ્યા વિના, અગન મુજની દેહભોમે ધખે છે.

વાવાઝોડું કદી બની રહું, તું બને મંદ હેલી:
મારે ઉરે ઉદધિ ઉછળે, સ્વસ્થ તું તો રહેલી:
તાપે જ્યારે જળી રહું કદી-તું સૂતી ચાંદનીમાં:
મારે દ્વારો ગહન ખૂલતાં - તું બધે જોય સીમા. (ચિત્ર ૨૬)

મૂર્તિપૂજામહીં ડૂલી રહી ભક્ત આસક્ત થાય,
તારી પ્રીતિમહીં ઝૂલી રહી મસ્ત આ ચિત્ત થાય.
મૂર્તિપૂજાથકી પ્રભુતણો સ્થૂલ સબંધ થાય,
પ્રીતિ ત્યાં જો અટકી જતી તો સદ્ય તે બંધ થાય.

શૃંગારીના શરીરમહીં છે શક્તિ એવી સમર્થ,
તેને યા તો વિનય શીખવે, યા, કરાવે અનર્થ.
શૃંગારીના હૃદયમહીં છે ભક્તિ એવી પ્રચંડ,
તેની દષ્ટિ ગહન બનતી, યા, રહે નિત્ય અંધ. (ચિત્ર ૨૭)

હું આકાશે ઊડી રહું કદી, પૃથ્વીપે તું ફરે છે:
મારી પ્રીતિ કદિ ઊતરતી પૃથ્વી નીચે સરે છે.
ઊંચે ઊડું, પડું વધુ નીચે, પાંખ અસ્થિર મારી!
પૃથ્વી ઓથે ઊભી રહી જુએ, આંખ છે સ્થિર તારી.

ભાષા શોધે, પ્રણયી જીવને, બ્રહ્મની એકતાને,
આશા ઇચ્છે, પ્રણય ભુવને, બ્રહ્મ એકાગ્રતાને.



ચિત્ર ૨૫

પાસા ફેંકે, જન પ્રણયના ચોપટે દિવ્ય ભાવે,
પ્યાદાં ચાલે, સ્થૂલ પ્રણયની ચાલ વિપક્ષ દાવે. (ચિત્ર ૨૮)

જુદાં રૂપે, સ્વરૂપ સતનું જુદી આંખે જણાય,
વૈવિધ્યે તે, નવ સ્વરૂપમાં, વિશ્વલોકે છવાય.
પ્રીતિની છે, રીત જુદી જુદી, ભિન્ન તેનાઁ પ્રકાર:
સાચી પ્રીતિ, જગમહીં નથી, સર્વે છે શૂન્યકાર.

આંબાડાળે કૂજી રહી હતી કોકિલા કોઈ સ્થાને,
કૂંજે મીઠું, પ્રીત તરસતી કોકિલા કોઈ પ્રાણે?
કૂ-કૂ-કુ-કૂ કરી ઊડી રહે, શોધતી કોઈ સ્થાન,
જ્યાં બેસીને ગજવી શકતી કોઈ ગાફિલ પ્રાણ?

તારી વ્યક્તિ, નહિ સહી શકે, ભક્તિ, કે, શુશ્રૂષાને,
તારી શક્તિ, નહિ લહી શકે, જ્ઞાનની કો તૃષાને.
તારી બુદ્ધિ, સરળ વિનયી, દંભથી દૂર ભાગે:
સીધી સાદી, અભય અધીરી, પ્રીત આસ્વાદ માગે.

માયાનાં છે પડળ મુજ એ ચક્ષુને ચારુ લાગે,
ખોટા ધર્મો, નીતિ નિયમ, કે, શાસ્રને બુદ્ધિ ત્યાગે.
વ્યક્તિત્વે હું વધી રહું, મને, ના ગમે બ્રહ્મસત્ય,
હું જીવું છું-જીવી રહું સુખે-એજ છે સાચું તથ્ય.

ગંગાસ્નાને પુનિત બનવા ભક્ત મેરાય જેમ,
સ્નાનાન્તે તે પુનિત બનીને ભક્ત પૂજાય જેમ.
પ્રીતિસ્નાને વિમળ બનવા મેં તને પ્રેમ દીધો,
દીધું તેથી વધુ લઇ લીધું, તેં મને સ્નેહ કીધો.

દષ્ટિ કેરા પથ થકી દૂરે છો-વહે મા પ્રચંડ,
તો યે ગંગા જલપટ પરે જન્મ લેતા તરંગ.



चित्र २८

દૃષ્ટિથી યે ગહન રહી ને કામ ક્રીડા કરે છે,
એકાંતે યે લહરી દિલમા પ્રેમીઓને સ્ફૂરે છે.

માયાવી આ ભૂત જગતમાં અલ્પ આરામ આયુ,
જીવાત્માનો શરીર મહીંના સ્થિર છે જીવવાયુ.
કાયાનો જ્યાં મરણ પછીથી અગ્નિસંસ્કાર થાય,
પ્રીતિ કેરી જરી ફફડીને પાંખ ખેરૂ થાય.

* * *

## ગાય

ગાય સમા ગુણના માનવીઓ વદન કરે છે દીન,
રાંક સ્વભાવથી વિશ્વમહીં તે બની રહ્યાં બળહીનઃ
શિંગ હતાં, પણ, શિંગ ન મારે, ગોરસ ચટ ચોરાતું.
ગોધણ નાચતું જાય જગતમાં, ગ્વાલ થકી દોરાતું.

## આંખ

આંખમાં છે પ્રભા, છે સુધા, છે મુદા,
અગ્નિ, વિદ્યુત્ ને જ્યોતિ ત્યાં છે,
શોક, વિલોલતા, સ્થિરતા, આર્દ્રતા,
કાચરસ, મુકુર, ને, મોતી ત્યાં છે.

આંખમાં સ્મિત છે, અશ્રુ છે, ચલક છે,
મલક છે, પલક છે, ને, સમસ્યા,
ચોરી, ને, હોરી, બલજોરી છે આંખમાં,
તાપસીની રહી ત્યાં તપસ્યા.

આંખ ફાટી પડે, આંખ ભારે થતી,
આંખ ઠરડાય, ને, ટાઢી થાય,
સાપ, ચકલાં, અને, ભમરી આંખે રમે,
આખ ચોરી કરે, ચાડી ખાય.

આંખ તો ફરકતી, મરકતી, ભટકતી,
મારતી, વારતી, તારતી તે,
આંખથી લાખ સંગ્રામ જીતે પુરુષ,
હારતો આંખથી નારની જે.

આંખમાં દંભ, પાખંડ, શયતાન છે,
ગર્વ ગુમાન પણ નેત્રમાં છે,

પ્રીત, ને, દીનતા, ભક્તિ, ને, ભાવ પણ,
ચક્ષુના નાનકા ક્ષેત્રમાં છે.

આંખમાં જ્ઞાન, વૈરાગ્ય, પણ હોય છે,
આંખમાં મોહ, ને, કામક્રીડા,

આંખ તો શ્લેષની મોજ માણી શકે,
સ્નેહની તે સહે વ્યગ્ર પીડા.

નેનમાં શું નથી જે હતું હસ્તીમાં,
લોક, પરલોક, કે, બ્રહ્મમાંહ્ય,

આંખની જ્યોતિમાં બ્રહ્મજ્યોત્સ્ના હતી,
દિવ્યજ્યોતિ બીજી છે ન ક્યાંય.

* *
*

## વિજોગ

પ્રીતિ સુવર્ણ અતિ સુંદર રંગવાળું
વિજોગ અગ્નિ અડતાં બનતું રૂપાળું;

એ જ્ઞાન પોથી મહીં વાંચી વિચાર થાય:
સિદ્ધાંત, સત્ય બનતાં પ્રિય! ના ખમાય.

# દિવાળી

(કેમ તું આવીને પાછી ચાલી ગઈ,
આવજે પાછી તું કાળી રાતે,)

બે દિવસ મોજ, ને, મસ્તીમાં ગાળીશું,
પાળીશું સૌખ્યનું પર્વ સાથે.)

દુઃખ, ને, કષ્ટ ભૂલી જઈ, ભેળવીશું
મીઠી મોજ સૌ વાનગીમાં,

આવી શૃંગારિણી તેથી સારૂં થયું,
હું હતો માનસિક માંદગીમાં.

દિલ્લગી છો કરે સર્વની સગ તું,
હું તને અંકમાં લેઇ ચૂસું,

બે દિવસ હું મને ભૂલી જઈ, લાડણી!
તારી સાથે બની ધૂર્ત ઘૂસું.)

મારી દરરોજની શૈલ્યશય્યા ત્યજું,
હું ત્યજું આજ મારી રમાને,

(આજ હું દોડતો આવું છું ભેટવા,
કોઈ મીઠી અભિસારિકાને.

વસ્ત્ર; નૂતન સજું, તેલ ફૂલેલથી
અંગને હું કરૂ મ્હેકતું જો,

હું બનું છું ધ્વનિ, મૌન છોડી દઉં,
દિલ દોડી તને ભેટતું જો.

કાળી તું કામિની, તાહરા કંઠમાં
દીપ–મૌક્તિકનો હાર ઝૂલે,

તારી જ્યોતિભરી આંખમાં અંધ આ
આંખ મારી પ્રિયા સદ્ય ખૂલે.

એક બે રાત શૃંગારની તાહરી
સંગ મેં ગાળી, ને, ખૂબ મ્હાલી,

ટમટમી તું, અને, ટમટમાવી મને,
પાછી અદૃશ્ય થૈ તું દિવાળી.

*
* *

## રાજ્ય્ રમત

એકની આંખ દાબીને, બીજીને ચૂમતો પતિ,
રાજરમત રમે છે જે–તેની એવી હતી મતિ.



## કોણ જુવાન?

કોણ જુવાન? તુફાન તુરંગ પર
સ્વાર થૈ સૃષ્ટિમાં જે ફરે છે.

કોણ જુવાન? ગુમાનથી ભાવિના
ભીતરે જઈ સદા વિચરે છે.

કોણ જુવાન? નિર્માણ જે ભાવિનું,
વર્તમાને રહીને કરે છે.

કોણ જુવાન? જે જીવવું જાણતો,
મૃત્યુથી કિંતુ જે ના ડરે છે.

કોણ જુવાન છે? મસ્ત છે,
પુષ્ટ છે, કષ્ટ જાણે નહિ જિંદગીમાં.

કોણ જુવાન છે? બુદ્ધિમાં તીવ્ર છે,
વેગ જાણે વહે છે નદીમાં.

કોણ જુવાન? વિજ્ઞાન, ને જ્ઞાનની,
જ્યોતિ જેવો બધે વિચરે છે.

કોણ જુવાન? જે શૂર, વિપત્તિના
સાગરે કૂદી જૈને તરે છે.

કોણ જુવાન? જે ભૂમિ ધ્રુજાવતો
મરણિયો જે હતો સાચી વાતે.

કોણ જુવાન? જે તૃણ સમ ના વળે,
વૃક્ષ જેવો સહે તાપ માથે.

કોણ જુવાન છે? ભૂલ છોને કરે,
ઠોકરે છો થતો લોંચભેગો.

કિંતુ છે સાચવ્યો જન્મના સ્થાનની,
કીર્તિનો હાથમાં હોય નેજો. (ચિત્ર ૨૯)

કોણ જુવાન? વિદ્યુત્ જે જ્યોતમાં,
પાણીના સોતમાં જે જુવાળ.

કોણ જુવાન દુષ્કર્મી માટે અસિ,
ને બને નિર્બળો કેરી ઢાલ

કોણ જુવાન? વંટોળ જે વાતમાં,
બંડખોરી બધી તેની ચાલ.

કોણ જુવાન? તે ઘેટું, કે, વાછરૂં
છે નહિ, તે સદા સિંહબાળ.

આંખમાં જ્યોત છે, વાણીમાં ઓઘ છે,
ચિત્તમાં મોદ છે, તે જુવાન.

બાહુમાં જોર છે, મસ્તકે તોર છે,
પ્રેમનો ચોર છે, તે જુવાન.

મુક્ત, રૂઢિરસમબંધનેથી હતો,
બીજી જુવાનને મુક્તિ કેવી?

ડાહ્યલો, બાયલો, કાંગલો તે નહિ,
શક્તિ તેની અણુશક્તિ જેવી.

*

કોણ જુવાન છે? ભૂલ છોને કરે,
ઠોકરે છો થતો ભોંયભેગો.

કિંતુ છે સાચવ્યો જન્મના સ્થાનની,
કીર્તિનો હાથમાં હોય નેજો. (ચિત્ર ૨૯)

કોણ જુવાન? વિદ્યુત્ જે જ્યોતમાં,
પાણીના સ્રોતમાં જે જુવાળ.

કોણ જુવાન દુષ્કર્મી માટે અસિ,
ને બને નિર્બળો કેરી ઢાલ

કોણ જુવાન? વંટોળ જે વાતમાં,
બંડખોરી બધી તેની ચાલ.

કોણ જુવાન! તે ઘેટું, કે, વાછરૂં
છે નહિ, તે સદા સિંહબાળ.

આંખમાં જ્યોત છે, વાણીમાં ઓઘ છે,
ચિત્તમાં મોદ છે, તે જુવાન.

બાહુમાં જોર છે, મસ્તકે તોર છે,
પ્રેમનો ચોર છે, તે જુવાન.

મુક્ત, રૂઢિરસમબંધનેથી હતો,
બીજી જુવાનને મુક્તિ કેવી?

ડાહ્યલો, બાયલો, કાંગલો તે નહિ,
શક્તિ તેની અણુશક્તિ જેવી.

*



ચિત્ર ૨૯

## મૃત્યુ પછી

આ ખાકી દેહ-દીપક ક્યારેય બુઝશે—
ના કાળને છે બિલકુલ તેની જરી કદર.

આલમતણાં હજારો, હવાતિયાં મૂકી,
જઈશ હું ખુદાના જુદા જ રાહ પર.

આલમના લોકને ના, પરવા છે મારી બિલકુલ,
આલમમહીં રહ્યો છું, ત્યાંથી ગયો અગર.

ચમનના ગુલની ખુશ્બો, પસરી રહી ચમનમાં,
હું હોઉં, કે, ન હોઉં, ફેલાય ખલ્ક પર.

બુલબુલ ચમનમાં ગાશે, ચંદા ચડે આકાશે,
ઝાંખીને કો ન જોશે, માહરી કબર.

ગુલઝાર રંગમાં છે, બુલબુલ ઉમંગમાં છે,
તેને ન ઓછું આવે, માહરા વગર.

દુનિયાનો રાહ ચાલે, આટોપું હું ભલેને,
આલમને છે ન જિગર, રડે જે ખાક પર.

પણ કોઈ જખ્મી દિલ તો, માથું મૂકીને કબ્રે,
મુને સ્મરીને રોશે, કે ક્યાં ગયો જિગર! (ચિત્ર ૩૦)

*



ચિત્ર ૩૦

# યશોધરા

લાખો વખત બોલ્યો પુકારી:
"મારી મારી યશોધરા!"

તો, કેમ તરછોડી, ત્યજી, તેં,
વ્હાલી તારી યશોધરા?

વિરક્ત વૈભવથી બની,
તેં રાજતખ્ત ત્યજી દીધું,

ને, તેં ત્યજી નિર્દોષ નાની,
રાજરાણી યશોધરા.

એ રાજતખ્ત રહ્યું નહીં, ના તે રહ્યુ પડી એકલું,
તારા વિના રડનાર એક જ, ગૌતમ વિનાની યશોધરા.

કો રાજરાજેશ્વર બીજો,
તે રાજતખ્ત ઉપર ચઢ્યો,

ધુરા વિનાની એકલી,
કોદિ રહી ન શકે ધરા.

રાજા પ્રજા તુજને ભૂલ્યાં,
ધન, વૈભવો બીજે ગયાં,

આલમ ખૂણે ગૌતમ તને,
ઢૂંઢે છ એક યશોધરા.

તપથી, અને ઔદાર્યથી, ને, વિશ્વપ્રેમથકી વળી,
તું ના વિદારી શક્યો જગે દીનદર્દ કેરી પરંપરા.

પંખી રહ્યાં છે પીડાયલાં,
દુઃખીઓ રહ્યાં છે દબાયલાં,
ગરીબો બિચારાં જગતમાં,
હંમેશ છે અકળાયલાં.
નિર્વાણ છો તુજને મળ્યું,
ગરીબોનું ના દળદર ફીટ્યું,
આ, એક રોતી મરી ગઈ
નિર્દોષ તારી યશોધરા.
તેં જે ત્યજ્યું સુવર્ણ, તેની; મૂર્તિઓ તારી બને,
સોને ઘડ્યા તે દેહમાં, લોકો મથે જોવા તને.
તે મૂર્તિનું તરવારથી
પૂજારીઓ રક્ષણ કરે,
મણિથી મઢેલા નેનમાં
ભાવિકની ભક્તિ ઠરે.
તુ-વિશ્વપ્રેમીને કીધો,
વરણાગિયો આ વિશ્વમાં,
તે કારણે અવતાર લઈને,
તેં ત્યજી શું યશોધરા?
તું વિશ્વપ્રેમી છો બન્યો, પણ વિશ્વ ના જીતી શક્યો,
ના પ્રેમની બારાખડી પણ, લોકને શીખવી શક્યો.
ને, પાથરી પાલવ ઊભી,
કારુણ્યમૂર્તિ કકળતી,
મીઠો ગુમાવ્યો પ્રેમ ને,
મીઠી ગુમાવી યશોધરા.

*

## રજની

રજની તારી પાસે માગું,
એક અનોખી ભીખ.

આવે ત્યારે સાથ કદી તું,
રાખ ન ચંદ્ર નજીક.

કાળી કામણગારી રાતે,
અંતરને ઉન્માદ.

ચંદા જ્યારે, હાસ્ય વેરતી,
રાત થતી બરબાદ.

ચાંદની રાતે દૂર નિહાળું,
પર્વત, નીર, જમીન.

નિર્જીવ જડવત શાંત સૂતેલાં,
લાગે સઉ ગમગીન.

કાળી રાત્રે કાંઈ ન ભાળું,
આંખ મહીં અંધાર.

બાહર જગનો, આતમ છોડે,
સઘળો જડવત્ ભાર.

અજવાળું આપે જે માયા,
તમસ્ કરે તે દૂર.
ત્યારે અંતરનું અજવાળું,
દે આત્માને નૂર.

આંખ મીંચ્યા વિણુ કાળી રાતે,
આતમનેન ખીલેલ.

ઊર્મિતણો ત્યાં ચંદ્ર ખીલે છે,
જામે છે રસરેલ.

યોગી ધરે છે અડગ સમાધિ,
દ્વૈતતણો ત્યજી દંભ.

ભક્ત પ્રભુની સાથે ભળીને,
કરતો મૂક આનંદ.

રસિયો રાગી રમણુ કરે છે,
પ્રણયિની લઈ સંગ.

તેને બસ છે કાળી રાતના,
કાજળઘોળ્યા રંગ.

*

## આંસુ

ઝરણું પેલું દોડી જઈને સાગરમાં ઠલવાય.
આંસુ બિચારાં વહી વહીને ખુદ જાતે સુકાય

## છાયા–તડકા

(તારે સૂણવું હોય તો સૂણ,
હું તો ગાવાનો અવગુણ:)
કડવા મારી જીભલડીના ઝટકા.

(કાલે માગી, આજે માગું, માગીશ હું હરદિન!
કાલે હસીને પ્રીતિ દીધી, આજે શીદ ગમગીન? (ચિત્ર ૩૧)

તારે આપવી હોય તો આપ.
પણ વૃથા ન દે જે થાપ.)
જુલ્મી તારી જીભલડીના છટકા.

વર્તમાન જો એમ કહે, કે, ચિત્ર નવાં નહિ પાડું.
ભૂતકાળની સ્મૃતિઓ ઉપર, કેમ જીવન હું કહાડું?

નવું પાડવું હોય તો પાડ,
પણ નહિ ભૂતકાળ ભૂંસાડ.
પીંછીના તેં દીધા શીદને કટકા?

(ભૂતકાળની ઈમારત પર, હજુ ચણવા દે પત્થર,
આકાશે તો પહોંચી શકાશે, શીદ ગુમાવે વક્કર?

(તારે ચણવું હોય તો ચણજે,
પણ બાંધ્યું પાછું ન ખણજે.)
પત્થર પીઠે મારે શાને ફટકા?

"આપ આપ," કહીને થાકયો, ખોઈ દીધી ખામોશ.
તને રીઝવવા લેખ ધર્યો, તારો વધતો હરદમ રોષ.)

( તારે રીઝવું હોય તો રીઝ,
પણ ખોટી બતાવ ન ખીજ.)
મોટી ઝાળે બળતા રીસના ભડકા ?

આવાં ગીત હું ગાઉં ત્યારે આવે શીદ નજદીક ?
મીઠાં મીઠાં દાન મળેઃ જ્યારે કડવી કડવી ભીખ.

/ તું પાસે આવ જરૂર,
પણ જાતી કદિ ના દૂર.
આ તો પ્રીતના છાયાતડકા. /



## સત્તા

કોનું માનું ? ન માનું કોનું ? સઉ કો, સત્તા સુણાવે મને,
નીતિ, ધર્મ, દયા, પ્રીતિ–બળ કરી રાખે મને બંધને.
રાજા, ધર્મગુરુ, પિતા, પ્રણયિની બંદિ મને તો કરે,
સત્તા, શાસ્ત્ર, સમાજ, સંસ્કૃતિ સઉ સ્વાતંત્ર્ય મારું હરે.

## વિદૂષક

બહુ બહુ વર્ષ વીત્યાં એક હતો વિદૂષક,
પામ્યો હતો રાજાનું તે એવડું સન્માનઃ

અમીર, કે ઉમરાવ, સર્વે કંપે તેના થકી,
જરીમાં ઝુકાવી દેતો મોટાં કેરૂં માન.

ભરી તે સભામાં આવી, બોલે વાતો ચાવી ચાવી,
આજે આની, કાલે તેની કરે છે મજાક.

રાજા તેના રાજ્યસિંહાસન પર બેસી ડોલે,
બોલે, "વિદૂષક મારી સભા કેરૂં નાક."

એક દિ તે વિદૂષકે એવી મોટી ભૂલ કરી,
—કેવી મોટી ભૂલ હશે—કરું ન બયાન.

છંછેડાયો સુલતાન, કાઢ્યું તેણે ફરમાનઃ
"વિદૂષક મારો કાલે ખોશે એનો જાન."

અમીર, ને, ઉમરાવ, સેનાપતિ, ને દિવાન,
બેઠાં હતા સભા મહીં સઉ ચૂપચાપ.

ખોફભર્યાં રાજવી, ત્યાં સિંહાસન પરે બેઠા,
વિદૂષક ઊભો થયો પોતે આપોઆપ.

આંખ કરે કરડી,' ને, મુખે મૂછ મરડી, ને,
ખરાડીને બોલે સિંહ અમો સુલતાન.

"કેવી રીતે મરવાનું, નક્કી તારે કરવાનું,
મરવાનું નક્કી તારે વિદૂષક જાણ."

વિદૂષક બોલે ત્યારે, નમીને એ વારે વારે,
"ભલું બોલ્યાં, વેણ માથે ધરવું નૃપાળ!

કેવી રીતે મરવાનું, નક્કી મારે કરવાનું,
વૃદ્ધાવસ્થા થકી મારે મરવું કૃપાળ!"

* *
*

## ચાર દિનની ચાંદની

નિર્વાણમાં ના છે મજા, પણ મોજ છે બંધન મહીં,
ને, મોક્ષમાં જુગ જીવતી નિષ્ક્રિયતાની છે સજાઃ
છે મોજ, ના સ્થિરતા મહીં, ને મોજ છે વૈવિધ્યમાંઃ
આ ચાર દિનની ચાંદની, શી જિંદગીમાં છે મજાઃ

## ઉલટી ગંગા

એક નાનું ગામ હતું, યાત્રાનું જે ધામ હતું,
દંપતી યુગલ એક વસે ત્યાં સુજાણ.

પતિ મહા પંડિત, ને, સતી મહા કર્કશા છે;
પતિ વદે, તેથી જુદી સતી વદે વાણ.

પતિ કહે દિન થયો, સતી કહે રાત થઈ,
સતી બેસી જાય, જ્યારે પતિ કહે ઊઠ.

પતિ કહે "આમ" ત્યારે, સતી કહે "એમ નહીં,"
પતિ જેને સાચું માને, સતી તેને જુઠ.

ઉલટી વહે છે ગંગા, સતીના ચરિત્ર મહીં,
તેને ઓથે ઊતર્યો છે ઉલટો સુબોધ.

એક હતી મતિ, જેને, સતી સદા સંઘરતી,
—પતિની પ્રત્યેક વાતે આચરવો રોધ.

પતિ તેથી, ઊલટી કહે છે વાણી—જાણીને, કે,
તેથી થશે સતી હાથે અનુકૂળ કામ.

પતિ સાથે અનુમત સતી કદી થાય નહિ,
વામ થયા વિના પતિ વાપરે છે સામ.

જન્મતિથિ પંડિતની હતી, તેણે વિચાર્યું, કે,
રૂડી પેર ઉજવું હું દિન આ જરૂર;

નીતિરીતિ વિચારીને વદે વાણ સતી કને,
સતીનું સ્વરૂપ જોઈ ખોઈ બેઠો નૂર.

બોલ્યા મોટા! પંડિતાઈ કરો ઘરબાર તમે,"
માથા પર હાથ મૂકી, પતિ કહેઃ "ખેર!"

અભિલાષ રાખ થતે, પતિએ જો પાક બની,
માંગ સીધી કીધી હતે વદી સત વાગ.

ઋત અને રમાને છે છેટું લાખ યોજનનું,
સતી પાય કને મૂકે, પતિ શિરપાઘ.

પતિને જે ભાવતું'તું, આવતું'તું સૂતું સૂતું,
જાગતું જો આવે સતી લાવે તેનો અંત.

પતિ વાગ્વિદગ્ધ થાય, ત્યારે સતી હાર ખાય.
લાગતું, કે રામા જીતી-જીતી જાય કંથ.

શાસ્ત્ર, સત્ય, નીતિ શ્રુતિ હારી ખાય નારી પાસે,
નારી જો બને છે જક્કી, આડી, કે, ગમાર.

વાંકી વાત બંધ બેસે મૂર્ખાઈના ચોગઠામાં,
—વાત જાણે એક પડી પનારે યૂં નાર.

પંડિતાઈ સલૂકાઈ—એ તો બધાં જૂઈ જાઈ,
માણે છે સુગંધ તેની સુહાસિની નાર.

વાણીમાં જે વેર ઝેર – એ તો વાડીમાં શુવેર,
કાંટાથી તો કંકાળીને વળે છે કરાર.

ધૂમધામ, ગાનતાન, યજ્ઞયાગ થાય તિહાં,
પંડિતની પડસાળે લોકોની છે ભીડ.

મિસરી, ને, મેવાની ત્યાં જિયાફત જામે એવી,
ખેતરોમાં ઢૂંડે ઢૂંડે બેઠાં હોય તીડ.

'સતી ! કાલે જન્મ તિથિ મારીછે તે, જાણો છો કે?'—
'નહિ જાણું ! એમાં તે શું જાણવાની વાત!'

વર્ષો વર્ષ દિન આવે, તેમા શું છે જાણવાનું ?
એમા શાને આવો મોટો કરો વલોપાત?"

"શિર મારું આજ નમે; વાત સાચી કહી તમે,
જિંદગીમા કદી નહિ મધરવો દબ

અભાગિન જન્મદિન ગમગીન જાય ભલે,
મારે નથી યોજી જવો કોઈ સમારંભ."

"બોલ્યા મોટી વાતઃ 'સમારંભ નથી યોજવાનો,'
વારે વારે પતિની શું આવે જન્મગાંઠ ?

હું તો જન્મોત્સવ રૂડી પેર કાલ ઉજવીશ,
સ્નેહીઓની ઘરે ઊભી રંગે પાતોપાત."

ઇતરાજી બતાવીને, પતિ ફરી બોલે વાણી,
સતી તેની વાણી ડામે અધવચ માહ્ય.

"કહ્યુ કેની એકવાર, મને ગમે ન લગાર,
મારી કોઈ વાતે કદિ કચકચ થાય"

"નહી બોલુ ! નહીં બોલુ ! મુખ કદિ ખોલુ નહી,
ભલે કર ઉત્સવનો નાનો શો પ્રબધ

આમણાઓ, જોગટાઓ કોઈને ન આણજે તુ,
યજ્ઞયાગ, ગાનતાન ગખજે તુ બધ"

"બધ રાખું ? શાને માટે ? યતિ જતિ બોલાવીશ,
યજ્ઞ થશે ઘરમાહ્ય કાલે રૂડી પેર.

બોલ્યા મોટા! પંડિતાઈ કરો ઘરબાર તમે,"
માથા પર હાથ મૂકી, પતિ કહેઃ "ખેર!"

અભિલાષ રાખ થતે, પતિએ જો પાક બની,
માંગ સીધી કીધી હતે વદી સત વાગ.

ઋત અને રમાને છે છેટું લાખ યોજનનું,
સતી પાય કને મૂકે, પતિ શિરપાઘ.

પતિને જે ભાવતું'તું, આવતું'તું સૂતું સૂતું,
જાગતું જો આવે સતી લાવે તેનો અંત.

પતિ વાગ્વિદગ્ધ થાય, ત્યારે સતી હાર ખાય.
લાગતું, કે રામા જીતી-જીતી જાય કંથ.

શાસ્ત્ર, સત્ય, નીતિ શ્રુતિ હારી ખાય નારી પાસે,
નારી જો બને છે જક્કી, આડી, કે, ગમાર.

વાંકી વાત બંધ બેસે મૂર્ખાઈના ચોગઠામાં,
—વાત જાણે એક પડી પનારે યૂં નાર.

પંડિતાઈ સલૂકાઈ—એ તો બધાં જૂઈ જાઈ,
માણે છે સુગંધ તેની સુહાસિની નાર.

વાણીમાં જે વેર ઝેર – એ તો વાડીમાં થુવેર,
કાંટાથી તો કંકાળીને વળે છે કરાર.

ધૂમધામ, ગાનતાન, યજ્ઞયાગ થાય તિહાં,
પંડિતની પડસાળે લોકોની છે ભીડ.

મિસરી, ને, મેવાની ત્યાં જિયાફત જામે એવી,
ખેતરોમાં ઠૂંડે ઠૂંડે બેઠાં હોય તીડ.

દૂધના કટોરા બૂડે, પેટના પટારા માંહ્ય,
પેટનો ન એકે ખૂણો ખાલી રહી જાય.

ખટારાના બેલ જેમ, લોકથી હીંડાય નહી,
સતી છતાં અતિથિને દૂધપાક પાય.

પુરોહિત મંત્રનો ઉચ્ચાર કરે વારે વારે,
ઋચાઓને ઊંચે ઘાંટે બોલે યજમાન.

યજ્ઞમાં હોમાય આજ દૂધ, ઘૃત ધારે, ધારે,
ધનધાન્ય છૂટે હાથે ખર્ચે મિજબાન.

સાંજ થાય પરોણાઓ વિખરાય ધીમે ધીમે,
હવે નહી ઓરવાની રહી હતી હામ.

યજ્ઞવેદીમહીં વહ્નિ શાંત થયો હતો, હવે,
રાખ, ધૂળ, છાણાનાં તે ઠામમાં એંધાણ.

દિન આખું વૈતરૂં કરીને થાકયો હતો પતિ,
રાખ્યો હતો રૂડી રીતે રૂપાળીએ રંગ.

દિનમાન તેના ફરી ગયા હવે આજ પછી,
એવું માની બ્રહ્મજ્ઞાની આણે છે ઉમંગ.

બામણી જ્યાં બોટિયાંની ગાંઠ વાળે કેડ પર,
છેડો એક સરી પડયો થઈ રૂપરેલ.

કામબાણ વાગી ગયું, બ્રહ્મજ્ઞાન ભાગી ગયું,
બામણાનો જીવ બન્યો છોગાળો, ને છેલ.

આમ તો તે સંયમી, ને, આત્મજ્ઞાની પીઢ હતો,
બુદ્ધિમાન, ધૈર્યવાન, બહુશ્રુત, શાંત,

કામ જ્યારે ભડશે, ત્યારે, રામ આવી રક્ષી જાય.
શીલવતી સતી સાથે સેવે ન એકાંત.

આંખ તેની ટમટમી, જરીમાં તે નીચી નમી,
છમછમ કરી સતી, ધમધસ થાય.

ગતાગમ પતિને ન પડે ગમ-અગમની,
નારીમાં રહેલો નહીં નિગમ કળાય.

કપિ જેમ કાઠી જોઈ ભાગી જાય, સદ્ય તેમ,
રામાની આ આંખ જોઈ કામ ભાગી જાય.

પંડિતને કામી થવા મોકો ન દે પંડિતાણી,
પંડિત શું? કામદેવ સુદ્ધાં ત્યાગી થાય.

પતિ કહે: "જુઓ સતિ, યજ્ઞદ્રવ્ય વેદીમાંનું,
નદી માંહ્ય પધરાવી દેજો રૂડી પેર.

વરુણની શાંતિ થશે, કાંત વધે ગૃહિણીની,
મોક્ષ થશે; જન્મ નહીં આવે ફેર ફેર."

"હો! હો! જાણે પૂંજો પેલો હોય કેમ પુણ્યવંત,
તેને નદી-નીરમાં નવાડવાને જાઉં!

ઉકરડે જઈ હું તો નાખી આવું કચરો એ,
પાપ, શાપ, તાપનો ખતાવતા ન હાઉ."

"ભલી મારી ખામણી! સતામણી તું કરે શીદ,
આવા રૂડા દિને કરે શીદ કચવાટ?

યજ્ઞયાગ ધૂળમાં તું ફેંકી દેવા શીદ મથે,
યજ્ઞદ્રવ્ય નથી કાંઈ ફૂડો એઠવાડ!"

"ત્યારે શું તે બિલિપત્ર, તુલશી, કદંબ છે કે?
સોનું રૂપું હોય તેવી કરો શીદ વાત?

જુઓ હું તો ચાલી પેલો ગંદવાડ લઈ જઈ,
ઘડું ભૂંડા પૂંજાનો હું કેવો જુદો ઘાટ!"

નિસરી ત્યાં નાર લઈ યજ્ઞદ્રવ્ય પોટલામાં,
નાખી આવી ઉકરડામાં તેને જોતાં વેંત.

શાંત, સૌમ્ય નાથ તેથી ગુમાવે છે સમતુલા.
હાથને ઉગામી મારે નારીમુખે ફેંટ.

દુર્વાસાનો પ્રાણ જાણે સંચર્યો છે સાધુમહીં,
ફેંટ મારી બોલે છે તે વિખભર્યાં વેણ.

સતીએ ન કોદી આવા ક્રૂર લાડકોડ સહ્યાં,
આંખ કાઢી ઊભી રહી ચુકવવા દેણ.

"એમ છે ને? મારી સામે આવી વાણી કાઢી તમે,
પતિવ્રતા સ્ત્રીને આજે માર્યો તમે માર.

જુઓ હું તો હાલ ચાલી! પાણીમાં હું બૂડી મરૂં!
બામણીના બુડ્યાનો છો શિરે રાખો ભાર.

"યજ્ઞનો ભેળો થયેલ પૂંજો મોક્ષ પામ્યો નહીં,
તેથી થાય અંતરમાં આવો પશ્ચાત્તાપ?

રાતદિન સેવા કરી થાકેલી આ કિંકરીને,
મોક્ષ દેશે ઘડીકમાં સરિતાનું આબ."

એમ બોલી, દ્વાર ખોલી, જાય છે ઘરાર બ્હાર,
વાવાઝોડા જેવી ધસમસતી, છકેલ.

મૂઢ બની જોય પતિ, થયું શું, ને થાય શું, તે,
ક્ષણ એક પછી પાડે સતીની ટહેલ.

જોઈ રહ્યો આમ તેમ, જેમ તેમ વસ્ત્ર નાંખી,
દોડયો દોડયો જાય છે તે પાડી મોટી રાડ.

રંગમાં તો ભંગ થાય, કંપે અંગ અંગ તેનું,
બીકથી તો શીત બન્યાં તેના હાડેહાડ.

આછું થાય રવિતેજ; પાછું જોયા વિના દોડયો,
દૂર દૂર દેખે છે તે દોડી જતી પૂંઠ.

કામિનીને કાઠે કાઠે શોધી વળ્યો કંથ તોયે,
ભાળી નહિ ભામિની, કે, ભાળ્યું તેનું ભૂત.

દૃષ્ટિ નદી–નીર માંહી નાખી શોધે નારીને, તે,
વાહિનીનાં વિપરીત વહેણ માંહી કંથ,

ઉલટી દિશા મહીં તે દોડયો દોડયો જાય જોતો.
સતી દેહ નદી વિશે ક્યાંહી ન દીસંત.

લોક તેને ઊભો રાખી પૂછે છે, કે "થયું શું છે?
દોડો કેમ આકળા બનીને મહારાજ!"

"મારી સ્ત્રી તો બૂડી મૂઇ! શોધું તેનું શબ હું તો,
મારી રાંક ઝુંપડીની આજ ગઈ લાજ."

"સરિતાના ઉંધા વહેણે શોધો શીદ સલુણીને,
તેને નીર તાણી ગયાં હશે બીજી ગમ.

માથું તો છે ઠેકાણે, કે, બેસી ખાધું ભર્યે ભાણે,
સીધે માર્ગે ખેંચી જાય મુડદાને, જમ."

"ભાઈ! શેપ શાને કરો? સીધો ભલે જમદૂત,
સીધો ભલે સરિતાનો ધૂઘવતો સ્રોત,

સીધી ભલે જિંદગીની સંસારીની રાહદારી,
મારી સ્રી ન સીધી ચાલે આવ્યું ભલે મોત.

મારા ખારા સંસારના નીર મહીં નાર આડી,
વહી જતી જીવતી તે જ્યારે જગમાંહ્ય.

તેનું શબ સીધું કદી નહી – નીરે વહે નહીં
ઊંધી દિશા મહીં તેનું મૂડદું તણાય."

લોક આંખ જોતી રહી, પતિ આંખ ગોતી રહી,
સતીને; તે ત્રાડ પાડે "ડૂબો વારવાર."

એમ તેણે માન્યું હતું, શબ્દ સતી સાંભળે, તો,
મૂડદામાં પાછો થશે જીવનો સંચાર.

*
* *

## લલનાના ગુણ

૩૫, અભિનય, આભૂષણુ:
લલના! તારા એ ત્રણ ગુણ.

# અર્થ

અક્ષરોથી બન્યો શબ્દ તેના ઘણા વાણી–વિચારમાં અર્થ થાય,
સ્પષ્ટ જો શબ્દનો અર્થ જાણ્યો નહિ, વાણી–વિચાર ત્યાં વ્યર્થ જાય.

સત્યનો અર્થ છે 'સાચું'–સઉ જાણતા,
વાસ્તવિક તથ્યની વાત સાચી,
વિશ્વમાં સત્યના લાખ અર્થાંતરોથી,
પ્રમાણિત મેં વાત વાંચી.

સત્યની ઘોષણા થાય છે નિશદી–ધર્મના જ્ઞાનમાં શબ્દ શોભે,
અર્થ જાણ્યા વિના માનવી મોહ્ય છે, વાણી–વિચારમાં, શબ્દ લોભે.

ધર્મનો મર્મ શું? ધર્મ જુદા નથી?
ધર્મનો અર્થ શું એક ભાસે?
ધર્મના શબ્દથી વાત વાંચી લખી,
તેથી શું આવતો ધર્મ પાસે?

ધર્મ છે નીતિ, કે માન્યતા ધર્મ છે, ધર્મ કર્તવ્ય, કે પુણ્ય ધર્મ?
ધર્મ છે શાસ્ત્ર કે સુક્તિ, કે જ્ઞાન છે, ધર્મનો મર્મ, કે શુદ્ધ કર્મ?

અર્થના અર્થ પણ સંભવે છે જુદા,
શબ્દનો અર્થ, ના એક ક્યાંય.
અર્થ છે હેતુ, ને, અર્થ સંપત્તિ છે,
અર્થનો માયનો અર્થ થાય.

અર્થ જેથી સરે, અર્થ સાચો ઠરે, અર્થ વિના હતો શબ્દ વ્યર્થ,
તે છતાં હું લખું આજ આ કાવ્ય, કે હોય જેનો નહિ કોઈ અર્થ.

✣

## મહિષી

એક કૃપણને મોક્ષની, ઈચ્છા થાય લગીર
જ્ઞાન, અને ભક્તિ વિના મળતા નહિ રઘુવીર.

સાધુને જઈને કહે, "હું, મૂરખ અજ્ઞાન,
રીત બતાવો એવી કે, આવી મળે ભગવાન."

સાધુ કહે, "મૂર્ખાઈને ભક્તિમાં ન નિષેધ
પ્રભુ મેળવવાને નહિ શીખવા પડતા વેદ.

અન્તરમાં શાતા વળે કૃપિજનને તત્કાળ,
મનહું ધનગનતું હતું ઝટ મળશે ગોપાળ.

સાધુ કહે : "ઓ ભોળિયા! આપ, તું એક જવાબ
વ્હાલી વસ્તુ કઈ તને પત્ની, પુત્ર, કે બાપ?"

આહીરની પત્ની હતી, ભરભાદર, પણ, લાંઠ :
તે બે વચ્ચે પ્રેમની ગંઠાઈ નહિ ગાંઠ.

પુત્ર એક નગુણિયો, બીજો એક નઠોર,
ત્રીજો છેલો છેલ છે, કામતણો તે ચોર.

સ્વર્ગે બાપ સિધાવિયા–છે ખારો સંસાર
તેથી તો તે લાલચુ–મેળવવા કિરતાર.

મ્હોંઠું મોં કરી ભોળિયો કરતો લાખ વિચાર :
"એવી કઈ વસ્તુ મને, વ્હાલી અપરંપાર?"

એના દૃષ્ટિપટે ચડી, વસ્તુઓ બે ચાર :
ત્યાં તો દૃષ્ટિએ ચઢે ભોળી ભલી એક નાર.

ઠઠ્ઠો શરમિંદો બન્યો, ભૂરી દીઠી એક ભેંસ,
કોઈ નવેલી નારનો, તેણે ધરિયો વેષ.

"આ તો મારી જાંબુડી, જાંબુવતીસમ વાન
રાતદિન તેના ઉપર મારું મન કુરબાન.

દિવસે હું સાથે રહું, વાત કરું રૂડીપેર
ગાય સમાન ગરીબડી છે શક્તિમાં શેર.

મોટાં શિંગ શીરે હતાં, થાનેલા દુધમલ,
આંખ લખોટા જેવડી, હું બનતો પાગલ."

એક જ પળમાં મલકતા થાય પસાર વિચાર:
"ભેંસની પાસે તુચ્છ છે, આ જગનો સંસાર."

શીર નમાવી તે કહે: "શંકા નહિ લવલેશ
આ જગમાં પ્યારી મને એક વસ્તુ, તે ભેંસ."

કહે મહંત, "મહિષી મને, તું દેખાડ સુજાણ
બદલામાં હું તો તને દેખાડું ભગવાન."

તર્ત કૃષિવલ લઈ જાય છે સાધુને નિજની શંકડી ઝૂંપડીમાં:
એક બાજુ ભૂંજર; ભૂંભૂંભૂંભૂં કરે, વાછરૂં ભાંભરે રાવટીમાં.

ભૂરીભટ ભેંસ ખેડૂતની ઊભી છે-પ્રેમનો આંચકો બેઉ પામે:
જોઈ ભોપો કૂદે-ભોળી ભાંભીં કૂદે-શિંગને હાથનો શ્લેષ જામે.

સાધુ આ દૃશ્ય જોઈ કહે શાંતિથી: "માર્ગ તારો હતો મોકળો, જ્યૂં
આવી આસક્તિ તારી હતી ભેંસપરઃ પામશે કૃષ્ણનો કામળો તું.

શ્યામ છે શ્રીહરિ, ધ્યાન તેનું ધરી, તું મહિષીરૂપે તે સ્મરી લે:
તું તને ભૂલશે, આંખ ત્યાં ખૂલશે, સદ્ય તું મેળવે શ્રીહરિને."

ખેડૂત તે દિનથી ધરે વિઠ્ઠલનું શુભ નામ
આંખ મીંચી બોલી રહે: "રઘુપતિ રાજારામ."

તે બેઠો છે ગોંદરે, સ્મરતો હરિનું નામ;
આંખ મીંચે ને તે જુએ થલથલમાં ઘનશ્યામ.

"આ તે કેવો વિઠ્ઠલો–ચાર પાય, ને, શિંગ
નાનું સરખું પૂંછડું"–ખેડૂત બનતો દિંગ.

કૃપિવલ કૃષ્ણ સ્મરે જહાં, મહિષી ત્યાં દેખાય
મહિષીના આકારમાં પ્રગટે છે જદુરાય.

મહિષી સાથે એકરૂપ, થવા મથે આત્મન્
માનવીની મતિ છોડીને ધરતું પશુનું તન.

એવી રીતે વહ્યા દિન પર દિન, ને, ખેડૂને વિશ્વ આ નષ્ટ થાય
જ્યાં જુએ ત્યાં મહિષીજીનાં પૂંછડાં, શિંગડાં, ગોબરૂં દૃષ્ટ થાય :

તે ભૂલ્યો માનવીની મતિ, ને રતિ, દિલની, ભેંસમાં પોરવાતી :
થૈ મહિષીની સાથે તદાકાર તેની મતિ તદ્‌ગુણે દોરવાતી.

એક દિવસ સાધુ તહીં દર્શન માટે જાય :
ધ્યાનમગ્ન ખેડૂત જ્યાં ભજતો વિઠ્ઠલરાય.

હાથમહીં કરતાલ છે. કપાલ પર ત્રિપુંડ
મુખમાં મોહન નામ છે, ને સદૃશ છે મુંડ.

નાની સરખી ઝૂંપડી, નાનાં છત, ને, બાર,
માટી થાપી ભીંત છે, ભોંય ઉપર છે ગાર.

ચોકની વચમાં પીંપળો, થડ પર છે બાંધેલ
ભરભાદર એક ભેંસ, જે ગોવર પર સૂતેલ.

રામરામ કરી મુખે, તે ગળગળિયો રોય.
વિસ્મયતાથી સાધુ આ રહસ્યરેખા જોય.

સાધુ સાદ કરી કહે: "ભક્ત ઊઠો જરીવાર,
છોડી સમાધિ શાંતિથી આવો તત્ક્ષણ બ્હાર."

સાદ સુણ્યો નહિ ખેડૂતે, સાધુ કરે પડકાર;
ભોળા ખેડૂતનાં ખૂલે ભીનાં ચક્ષુદ્વાર.

અન્યમનસ્ક સૂણી રહ્યો ખેડૂત ભેદી સૂર;
તેની આંખમહીં વધ્યું ભક્તિભાવનું નૂર.

"કોણ મને બોલાવતું? હું સુણનારો કોણ?
ગઈ કાલે જે માનવી,–ભેંસ બન્યો છું ઓણ.

"કેમ કરી આવું બહિર? શિરપર ભારી શૃંગ:
નાનું સરખું દ્વાર છે, કાયા મુજ ઉત્તુંગ."

સાધુ તાદાત્મ્યનું દર્શ જોઈ રહ્યા, કૃષિવલ તત્પુરુષ પામતો શું?
તત્પદે એક થઈ "હું તું જુદા નથી" વાણ એવી ન ઉચ્ચારતો શું?

શું મહિષીરૂપે કૃષ્ણ આવી મળ્યા, ને કૃષિવલ થયો છે મહિષી?
સાધુ વાણી વદે: "ભક્તિયોગે નહિ વાત આ એકતાની નવી શી."

ખેડૂત ત્યાં ઊભો થયો, હાથ લઈ કરતાલ.
નૃત્ય કરીને તે ભજે પ્રીતિથી જગપાલ.

"હરિ મળિયા, મને હરિ મળિયા,
મારા ભવના ફેરા ટળિયા રે.

મહિષીરૂપે શ્યામ આવીને
આતમમાં ઓગળિયા રે.

કોઈ ગળી ગ્યાં, કોઈ વળી ગ્યાં,
અગનમહીં કોઈ બળિયાં રે.

ભગત ભલે આ ભવ ગુમાવે,
લખચોર્યાસી ટળિયા રે.

શ્યામ મહિષી, શ્યામ કૃષિવલ,
શ્યામ હતા શામળિયા રે.

હું મહિપીમાં, મહિપી હરિમાં,
એક રૂપે સહુ ભળિયાં રે."

ભક્તિની રંગતમહીં રંગાયા છ મહંત
તેના પણ ઢીલા થતા જ્ઞાનબુદ્ધિના તંત.

સુંદર શ્યામ શિશુવય કરસન દરશનથી ચિત્ત ચોરી રહે,
ભક્તનના આ ભવ, પરભવ, ને ભવભવ વિઠ્ઠલ દોરી રહે.

કાળજું કમનીય કાંતાનું, ને તાપસીનું મન કોરી રહે,
પાપ, તાપ, પરિતાપ મનુજના, મોહન જરીમાં મોરી રહે.

આભે આવી ઊભા રહ્યા વિષ્ણુ સરખા દેવ:
ફૂલની વૃષ્ટિ થાય છે નભમાંથી તત્ખેવ.

આવ્યું વિમાન આસ્માનથી આલમે, કાન ગોપાલ ત્યાં ઊતરે છે.
શિરમાં મુગટ, ને, કાનમા વાળી છે, બંસરી હાથમાં તે ધરે છે.

સાધુ, ખેડૂત, ને ભેંસ તેને નમ્યાં–ભક્તિના ભાવ ત્યાં આવરે છે.
આ મહિપીકથા સાંભળે, ને, કહે, ફાની આ જિંદગાની તરે તે.

* *
*

## આવો થા !

ઝરણાંનાં મલિન જળ ઉરમાં સમાવીને
છતાં પણ વ્યક્તિત્વ જે ના ગુમાવી દે.
તે છે સાગર !
થા, તું તેવો નર !

# ભાષાની દેવી

અગ્નિ, વાયુ, બૃહસ્પતિ, વરુણ, દ્યૌ, સિંધુ, રવિ, ચંદ્ર, ને,
બ્રહ્મા, પુંડરીકાક્ષ, શંકર વળી, પૂજ્યા હતા ઇંદ્ર તેં;
રાધા, લક્ષ્મી, સરસ્વતી, સુરધુનિ, ને, પૃથ્વીની આત્મજા-
વર્ષોવર્ષ, સહર્ષ પૂજ્ય ગણી છે, તેં દેવતાઈ પ્રજા.

પૂજ્યાં પત્થર, પ્રાણી, વૃક્ષ, પશુઓ–માની લઈ દેવ, તેં;
દુર્ગા ચંડી, ભવાની–શક્તિવરદા–આરાધી તત્એવ તેં.
મૂર્તિઓ ઘડી મંદિરે યુગયુગે, ઉડાડી ધર્મધ્વજા;
કિંતુ, મંદિરની લગોલગ ઊભાં મસ્જીદ, ને, ગિર્દજા.

મૂર્તિપૂજનમાંથી ના કદિ છૂટે તારી દુરાત્મા મતિ
તેં મેધા, તપ, ધર્મ ધૃતિ વિસરી, કીધી હતી દુર્ગતિ.
જ્યાં સ્વાતંત્ર્યની સિદ્ધિ થાય, સહસા સાધે તું તેની ફજા;
ભાષા નામની મૂર્તિને ભજી રહી આજે અભાગી પ્રજા.

તેં પૂજ્યા પ્રભુને; કહે પૂજી હતી તેં માનવી જાતને?
કીધાં તર્પણ પિતૃને; કદિ દીધી તેં અંજલિ ભ્રાતને?
માતા મૃત્યુ મુખે ધરે નરપશુ, ઉતારી તેની તજા;
ભાષાનો ફૂંકી શંખ, આજ નીકળી વિનાશપંથે પ્રજા.

નેં માતા પૃથિવી કદિ પૂજી હતી? ધારિણીને તું નમ્યો?
દેનારી હતી જન્મ, અન્ન, પ્રભુતા–તેને કદિ તું ગમ્યો?
ભાષા શું હતી કોશિની? ભીરુ કહે! માતા હતી શું અજા?
ભાષા નામક ભ્રાંતિને ભજી રહી દુર્ભાગી હિંદુ પ્રજા.

જાણું છું ઈતિહાસ, હે જનની! કે, નિર્માલ્ય છે બાલકો;
તારી સંસ્કૃતિ, એકતા, અચળતા – તેના ન તે પાલકો.
દુર્લક્ષી, દુર્બુદ્ધિ, દુશ્ચરિતના દુર્ભાગ્યમાં છે મગ્ન.
શાંતિથી ન સુબોધ શુદ્ધ સુણશે દુર્ભાગી તારી પ્રજા.

ભાષાને પૂજતા હતા ભડવીરો, ભૂલી જઈ ભારતી.
ભાષા નામની ચંડિકાની ઊતરે આ દેશમાં આરતી.
ભાષાની જય બોલી આજ, સહસા માણે મદાંધો મજા.
ભાષાકીય સુરાની કેફી અસરે છે મૂઢ ભોળી પ્રજા,



## ટંકાર

હાંકણહાર બનીને માનવી ગાડી તું હંકાર,
રાંક બનીને રામનામનો કરતો શેં ઝંકાર?
જિંદગી જીતવી હોય તને જો, કરની તું ટંકાર.
દમિયલ જેવો કવિતા-શબ્દે કરતો શીદ ખોંખાર?

# અજ્ઞાત

વાણી, વિચાર, ને, કલ્પના, ઊર્મિઓ,
વૃષ્ટિના પાણી જેવી વહે છે.
તે છતા બંધ બાંધેલ કાસારના
પાણીશી જિંદગાની રહે છે.

પાણી ઊંચે ઊડી કેટલું કૂદશે? ને ફલંગો ભરી કયાં જશે તે?
પાળ વિશાળ બાંધી પ્રતિપાલકે, જિંદગાની ખતમ ત્યાં થશે કે

પાણીના અલ્પબિંદુ નવાં આવીને,
મેઘરૂપે પડે પાણીમાંહ્ય.
તેમની જિંદગી એવી ને એવી રીતે
પ્રભુ પાણીમાં તાણી જાય.

કોક બિંદુ વિસર્જન થતું માટીમાં, કોકને સૂર્યનો અગ્નિ શોષે.
કેમ, કયારે ચુસાશો, વિલાશો—નહીં જાણતાં : કેમ કૂદો ભરોસે?

જયાં હતાં, ત્યાં તમે જિંદગાની જીવો,
જે હતું, તે થશે, તે થવાનું.
છે ન ઉન્નત દશા, અવદશા છે નહીં,
છે દશામાંહ્ય ના કાંઈ છાનું.

ભાવના, ઊર્મિ, કલ્યાણની કલ્પના, મોક્ષની સાધના નાખી છેડી.
બુદ્ધિ, કાસારના પાણીની પાળ પર, પાણી પર દૃષ્ટિને નાખી બેઠી.

જે ન દેખાય છે—જે હું દેખું, નહિ,
જે નહિ દેખવા હું સમર્થ;
તેની પાછળ બધી જિંદગી વેડફી
નાખવાનો નથી કોઈ અર્થ.

## નીતિ

ચેન, આસક્તિ, ને, દેહની વાસના,
શેકવા જ્ઞાનીઓ શેં મથો છો?
હાલતાં, ચાલતાં, બેસતાં, ઊઠતાં,
નીતિનાં સૂત્ર શાને કથો છો?

અલ્પ આ જિંદગી માનવીની હતી, સ્વલ્પ આરામની છે અવસ્થા,
દેહનાં બંધનો છોડવી, આપવા શેં મથો તેમને આત્મસત્તા? (ચિત્ર ૩૨)

માનવીનો હતો દેહ સંદૂક, ને,
વાસના, કામના તેની પૂંજી,
શીદ તેને કૃપણ રાખવા ઈચ્છતા
માનવીને કરો શીદ મૂંજી?

રાગની રુચિ, ને, વાસનાની ખુશી ઈશ્વરી શક્તિની પ્રેપણા છે;
તેથી નિસર્ગ તો ભૂખ, તૃષા, અને, કામ, ને સૌખ્યની એપણા છે.

નીતિ, સદ્‌બુદ્ધિ, કે, ભક્તિ સદ્‌ગુણનાં,
પુષ્પ ઊગે નહીં રમ્ય બાગે.
કે, સદાચાર, સતકર્મ લૈ જન્મતા,
ફાલતા, ફૂલતા વીતરાગે–

જેમ ઊગે કમળ કાદવે તેમ આ માનવીનાં બધાં કર્મ એવાં.
વાસના સૃષ્ટિમાં જન્મ લૈ શોભતાં, ભાવના વૃત્તિમાં ધર્મ જેવાં,

કૃષ્ણ તો વાંસળી યે વગાડે, અને,
કૃષ્ણ ભગવદ્ ગીતા પણ સુણાવે,
ગોપીની સંગ તે રાસલીલા કરે,
તે છતાં વીત રાગી ગણાવે.

*



ચિત્ર ૩૨

## નવું

સહુ નવું થાય જૂનું ક્રમે ક્રમે,
જૂની જ વસ્તુ મુજ આંખને ગમે.
નવું નહિ સાંપડતું પ્રતિદિને,
ને, હું નવું વાંછું સદા ક્ષણે ક્ષણે.

લઈ જૂની વસ્તુ, કહું નવું હું,
શબ્દો નવા, સત્ય જૂનું કહું છું.
જૂનાં પરિધાન ત્યજી દઉં છું:
ને દંભનાં વસ્ત્ર નવાં સજું છું.

જૂના મહીંથી નવું હું સજુ છું
ને, તે નવું પાછળથી ત્યજું છું.
નવું નહિ હાથ ચડે દિને દિને,
નવી નહિ સર્જનરીત કો બને. (ચિત્ર ૩૩)

સર્જાયલું જે બધું તે જૂનું છે
ને, જે નવું સર્જું; ન તે નવું છે,
ને, રીતથી જૂની હું સર્જતો નવું;
નવી ન કો રીતથી સર્જી હું શકું.

*

# જૂની નિશાળ

મારી નિશાળ જૂની થઈ છે, અને,
પુસ્તકો પણ થયાં સર્વ જૂનાં
સાચવું કાળજીથી કિતાબો બધી
હોય જાણે કલાના નમૂના
સૈંકડો વર્ષથી જે શીખ્યો, તે ફરી શીખવું ઠોઠ નિશાળીઆને
જેથી પંડિત બની પેઢી દર પેઢીએ ફેરવે તે જૂના પાનિયાને
આંખ તાણી ઉકેલું કિતાબે ગુંથેલી
ગિરા ગુણવંતોની શાણી.
શબ્દથી શિષ્યના કાનમાં રેડું હું
જ્ઞાનીઓની બધી ગૂઢ વાણી.
એવી રીતે ધૂળીથી ભરેલા હતા શબ્દ તેને કરું સ્વચ્છ પાછાઃ
કાળના ઘાથી મૂવેલ તે શબ્દને આપું છું હું નવી નિત્ય વાચા.
વાણીવિચારની જો, કણોને વણી,
જૂની જાગૃતિથી હું કવું છું!
દૃશ્ય છોને નવાં, દૃષ્ટિ જૂની હતી,
ત્યાં સુધી દૃશ્યમાં છે નવું શું?
લોહી ના ઊકળે, શબ્દ સળગે નહીં, છે વીજાણુંભર્યા નિાવચારો,
તો પછી કેમ તું હચમચાવી શકે માનવી દિલના નિમ્ન તારો?
હાંકી કાઢ્યા સહુ ઠોઠ નિશાળિયા,
બંધ કીધી જૂની પાઠશાળાઃ
હુ નવું શીખવા જાઉં છું એકલો
વિશ્વના દ્વાર પર ઠોકી તાળાં.

*

# સંતોષ



ત્રણે કાળ મીઠા છે મારે, મીઠા છે ત્રિકાળ!
સંતોષી જો આજે તો હું સાર્વભૌમ ભૂપાળ.
મારે મીઠા છે ત્રિકાળ! હું તો સાર્વભૌમ ભૂપાળ.

મારા મનની ગઠડી છૂટે, માંહ્ય ભરી છે મોજ;
સંસારેથી હું ભરી લેતો મજાહ રોજે રોજ.
મારે મીઠા છે ત્રિકાળ! હું તો સાર્વભૌમ ભૂપાળ.

ભૂતકાળની લાખો પળ પર, વાસ્યાં છે મેં દ્વાર,
કોક વિષમ પળ ડોકું કુહાડે, પણ ના આવે બહાર.
મારે મીઠા છે ત્રિકાળ! હું તો સાર્વભૌમ ભૂપાળ.

મારી 'આજ' હંમેશાં નૂતન ગોરી ગુણિયલ નાર,
મારી સામું સ્મિત કરે છે સુંદરી વારંવાર
મારે મીઠા છે ત્રિકાળ! હું તો સાર્વભૌમ ભૂપાળ.

ફૂલડાં વિકસે, કોકિલ કૂજે, ચંદા મૂકે લાજ,
સરિતા વહેતી, સાગર ગાજે–તે સઉ મારે કાજ.
મારે મીઠા છે ત્રિકાળ! હું તો સાર્વભૌમ ભૂપાળ

દુઃખને મૂકું સંદુકમાં ને સુખને કાઢું બહાર.
અંધારે લોચન હું મીંચું, કે દેખાય સ્હવાર.
મારે મીઠા છે ત્રિકાળ! હું તો સાર્વભૌમ ભૂપાળ

મારે માટે મીઠી છે મધરાત અને બપોર.
સંધ્યા તો છે સોનલવર્ણી, છે, રૂપેરી ભોર.
    મારે મીઠા છે ત્રિકાળ! હું તો સાર્વભૌમ ભૂપાળ.

અંતરના ઉંબરની બાહર દુઃખ રડે ચોધાર.
દુઃખરાણી તો મુજ આવાસે અણમાનીતી નાર.
    મારે મીઠા છે ત્રિકાળ! હું તો સાર્વભૌમ ભૂપાળ.

સુખ દેનારી એક જ નારી, વસતી મન-મહેલાત.
જીવનભર મુજ સાથ રહેશે, જ્યાં લગી મારી જાત. (ચિત્ર ૩૪)
    મારે મીઠા છે ત્રિકાળ! હું તો સાર્વભૌમ ભૂપાળ

કોણ હશે તે? ઘૂંઘટ ખોલું? ગાખ જરી ખામોશ.
સુંદર, સ્મિત ભરી, ને, શીળી, તે નારી સંતોષ
    મારે મીઠા છે ત્રિકાળ? હું તો સાર્વભૌમ ભૂપાળ.

સઉને એક જ દર્દ દમે છે, દુઃખને દે શીદ દોષ?
એક દવા છે દુઃખને માટે–પળ પળનો સંતોષ.
    મારે મીઠા છે ત્રિકાળ! હું તો સાર્વભૌમ ભૂપાળ.

ભાવિ માટે ચિંતા કરીને, શીદને શોષું જાન?
જાણું છું–સંતોષી નરનું ભલું કરે ભગવાન.
    મારે મીઠા છે ત્રિકાળ! હું તો સાર્વભૌમ ભૂપાળ.

*

# એકલતા

(નથી એકલતા અતિ સુંદર છે,
મુજ ચિંતનનું તહીં મંદિર છે.
મનને તહીં શાંતિ નિરંતર છે,
નવું સ્વર્ગ મળે મુજ અંતરને.) (ચિત્ર ૩

મુજ ચિંતન-મંદિરમાં ભમતાં,
દુઃખ, શોક, વિષાદ મને ગમતા.
તહીં દુઃખની સાથ હળીમળીને,
કરતો કંઇ વાત લળી લળીને.

દુઃખ સાથ કરું સહકાર જહીં,
દુઃખનો બનું હું સરકાર તહીં.
મુજને કદી તે પજવે નહિ, કે,
મુજ રાંક પ્રજા બની તે રહી છે.

બની મસ્ત રહું મુજ માથું ધરી,
નવી સૃષ્ટિ રચું જગને વીસરી.
કરું મૂલ્ય નવાં જગની [illegible],
છીછરાં સુખને તહીં છે.

# એકલતા

(નરી એકલતા અતિ સુંદર છે,
મુજ ચિંતનનું તહીં મંદિર છે.
મનને તહીં શાંતિ નિરંતર છે,
નર્યું સ્વર્ગ મળે મુજ અંતરને.) (ચિત્ર ૩૫)

મુજ ચિંતન-મંદિરમાં ભમતાં,
દુઃખ, શોક, વિષાદ મને ગમતા.
તહીં દુઃખની સાથ હળીમળીને,
કરતો કંઈ વાત લળી લળીને.

દુઃખ સાથ કરું સહકાર જહીં,
દુઃખનો બનું હું સરકાર તહીં.
મુજને કદી તે પજવે નહિ, કે,
મુજ રાંક પ્રજા બની તે રહી છે.

બની મસ્ત રહું મુજ માથું ધરી,
નવી સૃષ્ટિ રચું જગને વીસરી.
કરું મૂલ્ય નવાં જગની રીતનાં,
છીછરાં સુખને તહીં છેજ મના.

નવું જ્ઞાન મને તહીં સાંપડતું,
નવું તત્ત્વ મને જરીમાં જડતું.
નવી શાંતિ મને તહીં આવી મળે,
સુખ સ્વપ્ન બની મુજને ન છળે.

❧



ચિત્ર ૩૫

# આંખ અને જ્યોતિ

હું બનું આખ, ને, તું બને જ્યોતિ, કે,
છો પછી વિશ્વ આ રાતરાણી.

એક ધાર્યું તમસ છો વહે વિશ્વ–જો–
આંખથી દૂર તું ના થવાની. (ચિત્ર ૩૬)

આંખ મિંચાય ના, જ્યોતિ બુઝાય ના,
છો પછી ગગનમાં સૂર્ય ના'વે.

આંખની કીકી અંધારમાં ના જુએ,
ના રહી તુજની જ્યોતિ સામે.

દીવડો હોય ના – શું કરે નૈન ત્યાં,
જો ફરી હોય ચોમેર નિશા.

હોય સાનિધ્ય તું આંખની જ્યોતિવત્,
દેખું હું નયનથી સર્વ દિશા.

આંખની હસ્તીથી આંખ જુએ નહિ,
જ્યાં સુધી હોય ના જ્યોતિ સામે.

આંખ છો હોય કિંતુ બને અંધ તે,
આંખની જ્યોતિ ના દૃષ્ટિ પામે.

એકધારી નિશા નીતરી વિશ્વમાં,
મારી તો આંખ છે સાવ ખોટી.

આંખની દૃષ્ટિથી દશ્ય હું જોઉં છું,
તુજનાં દર્શને દિવ્ય જ્યોતિ!

## જ્ઞાની

દુ:ખ સંતાપનો જુલમ જ્યારે દમે,
દિલમાં દર્દ જ્યાં રૂઢ થાય,
ચિત્ત વ્યાકુળતા પામીને, "શું થશે ?
શું થશે ?" બોલીને મૂઢ થાય :
આંધી આવે, પવન જોરથી જો ફૂંકે, છત્ર બીજું નથી, વ્યોમ માથે;
અંધકારે દિશા સર્વ ઘેરાયલી, દીવડો ના ઝગે ક્યાંય રાતે,

આંખમાંથી ગયુ તે જ, ને, પગ મહીં
ના રહ્યું જોમ જાવાં અગાડી,
ચાય વેરાન, સંસારની જે હતી
એક વેળા ફૂલી ફૂલવાડી;

દે દગો નસીબની નારી, જે પ્યારથી એક વેળા તને ગોદ લેતી;
છૂટવા તું મથે ઈશની અસ્તિની વહેમ વારાંગનાના ગળેથી;

મૌન રાખી રહ્યો, પ્રાણુને સાચવી,
એકલો તું ઊભો વિશ્વમાર્ગે,
માનીને એમ કે, સર્વ સુખે સૂતાં,
એક તું, કષ્ટમાં રાત જાગે;
શિથિલ કાયા થઈ, મનતણું જોર પણ ભાંગવાની અણીએ ઊભેલું,
જીવ તારાભણી જોઈને બોલતો; "જોઈ મારા ભણી લે તું છેલ્લું."

આત્મવિશ્વાસ ત્યારે, ધરી જીવજે
મૃત્યુકાંઠા સુધી જિંદગાની;
એકલો, આકળો, હામ ના હારતો,
જીવજે જિંદગી જેમ જ્ઞાની.

# ન્યાયાધીશ

ન્યાયાસન પર જઈને બેઠો આદમી એક અભાગી :
ત્યાં જઈ ન્યાય ન માગે કોઈ–સઉએ મમતા માગી.
ન્યાયાધીશ કહે છે સઉને, "આ, નથી સદાવ્રતખાતું"
કલબલ કરતાં માનવીની આ કતાર શાને લાગી?

જોરદાર જબાનથી કરતો એવી વકીલ વકાલત,
વાણી વિલાસે મુગ્ધ કરી દે જરીમાં આખી અદાલત
ન્યાયાધીશ પણ ગોથાં ખાતો, શું સાચું? શું ખોટું?
ઘડીભર મનમાં ભીરુ બનતો–ન્યાય રહ્યો ન સલામત.

(કાનૂન નથી ગણિતનું કોષ્ટક, ન્યાય ન ગણિત પ્રમાણ,
વકીલ નહિ વૈજ્ઞાનિક ને નહિ વકીલાત વિજ્ઞાન;
ન્યાયાધીશ ગણિતી છે નહિ, સાધન તેના શબ્દો,
શબ્દોની સરણિથી કરતો સત્યતણું અનુમાન.)

હાથે કલમ લઈને બેઠો સામે અગણિત પોથી,
નાની સરખી એક વાતને પાંચ પુસ્તકે ગોતી;
તો પણ તે મળતી નહિ જ્યારે, હરફ લખે છ હજાર.
લાખ શબ્દની વાત લખીને, તે પણ પડતી ખોટી.

વાદી, પ્રતિવાદીની હકીકત–અડધોઅડધ જુઠાણું,
હકીકતની એ વનરાજીમાં, સત્ય છુપાયેલ છાનું,
ધારા, ધોરણ, કાનૂનમાં પણ, મત જુદા વકીલોના,
ન્યાયાધીશની ગ્રાહ્યનિધિનું ખાલી નહિ એક ખાનું.

અસત્ય હકીકતની દાવામાં, ક્રમનિયત અભિવૃદ્ધિ,
વટલાયલ બાતમીની ત્યારે, હાકેમ કરતો શુદ્ધિ.
લાગણીને અવરોધી રાખે, ઊંચ નીચ અવમાને,
સત્યનું શોધન કરવા માટે, અગ્નિપરીક્ષા બુદ્ધિ.

કાંટો લઇને ન્યાય તોળતો–જાણે તે કોઈ ગાંધી;
જ્યારે, આવી ન્યાય માંગતા વાદી, ને, પ્રતિવાદી.
મન ત્રાજૂડું, તોલ કાયદો, પલ્લાં પર છે હકીકત,
મધ આવી કાંટો જ્યાં થંભે-તે દંડે અપરાધી.

અવર વદે છે ઊંચે સાદે, ધીર લલિત ન્યાયાધીશ,
અમૃતમંથન કરતો, તે જ્યાં વાણીનું છે વિષ.
ધીરજ, ખંત, અને સમતાથી, સમથળ મનને રાખે,
ન્યાયાસન પર બેઠો, તે પણ ઝૂકી રહેતું શીશ.

નાની મોટી સર્વ વાતની તે કરતો દરિયાફ્,
નાનાં મોટાં સર્વ તણો તે કરતો'તો ઇન્સાફ્.
સમદૃષ્ટિ છે, સ્થિર વૃત્તિ છે, વજ્રસમું છે હૈયું,
અમલદાર છે–ખબરદાર છે–નામદાર, અશરાફ્.

તે બોલે, તે સર્વ સાંભળે, હરફ પડે જે કાને,
સઉ કોઈ તે, સાચી વૃત્તિથી શબ્દ કદી નહિ માને.
શબ્દોની પરશુથી પાડે અગણિત ઘાને જ્યાં જ્યાં,
ત્યાં ત્યાં શબ્દતણા ઔષધથી, તે રૂઝાવે ઘાને.

જે કાનૂનમાં ન્યાય નથી તે કાનૂનને ઘધણાવે,
સાચા કાનૂનને ન્યાયાધીશ શબ્દથકી સર્જાવે.
ન્યાયનીતિથી થાય ન અળગો, સંભાળે ન્યાયાધીશ,
કાનૂનને પણ ન્યાય નીતિનો, સાચો રાહ બતાવે.

સ્વતંત્રતા, ને, સત્તા વચ્ચે, સળગે મારામારી,
ન્યાયાધીશ પર ઝઝૂમે જ્યારે, તરવારો બેધારી.
સાચાનો તે પક્ષ કરે છે, અલિપ્ત રહીને જાતે,
ન્યાયતણો તે સેવક બનતો, નોકર છો સરકારી.

રાજનીતિ, ધારા, કે, કાનૂન સત્તા પણ બદલાશે,
તો પણ યાવંત ન્યાયનું ધોરણ રાષ્ટ્રમહીં સચવાશે.

ન્યાયમૂર્તિને હાથે સત્તા, વપરાશે સમતાથી,
તાવત્ સ્વાધીનતાના સુખમાં માનવતા જળવાશે.

ઇંદ્રાસન છો ડગમગ ડોલે, છે ચંચલ રાજ્યાસન,
સત્તા, ધન, તરવાર કરે છે જગમાં છોને શાસન,
આમ પ્રજા સંતોષી રહે છે, ધર્મ નીતિ રક્ષાયલ,
જ્યારે સર્વ ચલિત બને, પણ, અડગ રહે ન્યાયાસન.

નામદાર ખુરશી પર બેઠા, નામ કીર્તિ બે મોટાં
નામદાર જાણે છે મનમાં, નામ કીર્તિ બે ખોટાં.
નામચીન કંઈ નામદારને, મેં જોયા છે જગમાં,
ખુરશી છોડી, કે અટવાતાં, અથડાતાં, ને, રોતાં.

ખુરશી પર ખ્યાતિ ખડકેલી-માન, સલામી, સત્તા,
ન્યાયાધીશ ગુમાન ધરે તો, નિશ્ચિત ખાશે ખત્તા.
કારણ, જ્યારે ખુરશી છોડી, ન્યાયાધીશ ઊતરે છે,
માન, સલામી, સત્તા બનશે, ગંજીફાનાં પત્તાં.

રામ થયા છે એક, પરંતુ, રામની મૂર્તિ અગણ્ય,
સત્ય-નીતિના આદર્શો તે મૂર્તઓ છે રમ્ય.
ન્યાય હતો-આદર્શ જહાં છે, નીતિ ને, સમદષ્ટિ;
તેવા લક્ષ્યે ન્યાય તોળતો ન્યાયમૂર્તિ છે ધન્ય.

ન્યાયની નારી અણનમ ઊભી, તેના લાખ પરસ્તી,
દુઃખ જોઈને તે નહિ રોતી, સુખ જોઈ નહિ હસતી.
આંખે પાટા બાંધી રાખ્યા, હાથમહીં ત્રાજડું,
સઉની મહોબત તે જીતે છે, કર્યા વિના મદમસ્તી.

ન્યાય ભલે ને અંધ, પરંતુ, ન્યાયાધીશને આંખ.
મન તેનું છે સ્થિત, સ્થિર, પણ શબ્દ ધરે છે પાંખ.
નામ, કીર્તિ, અવશેષ રહે નહિ, ખાખ થતી ખુમારી;
ન્યાયાધીશ તો પણ સાચવતો, ન્યાયની રૂડી શાખ.

મન રાખે છે શુદ્ધ, અને, પરધનને ના કદિ સ્પર્શે,
વાણીમાં તે મૃદુતા રાખે, કઠોરતા છો વર્ષે.
દર્શનમાં તે દીનવત્સલ છે; લક્ષણમાં છે ન્યાયી.
મનપલ્લું નથી ઊંચું નીચું, વિષાદથી, કે, હર્ષે.

મુખમુદ્રા છે શાંત, નજરમાં નૈસર્ગિક નરમાશઃ
અમલદાર, અને, ઉપરી છે, પણ દાસાનુદાસ.
કઠોર બનીને ગુનેગારને, દંડે દોષ પ્રમાણે,
કિંતુ માનવતાની વૃત્તિ, તેને શ્વાસોચ્છ્વાસ.

કર્મ પ્રમાણે ફળ મળવાનું–એ ઈશ્વરનો ન્યાય.
ગુન્હા પ્રમાણે અપરાધીને સજા મળે જગમાંહ્ય.
વિશ્વનું ધોરણ પ્રભુના નૈતિક નિયમ પ્રમાણે ચાલે.
રાષ્ટ્રમહીં છે સરખાં સર્વે, રંક હશે કે રાય.

પ્રભુ છે દીનદયાળુ, દાની એ લોકોની ભ્રમણા.
બદલો તુજને કાલે મળશે, પાપ કરે જો હમણાં,
કર્મતણું ફળ નિર્મ્યું સઉને,–કોઈ છૂટી નહિ શકશે,
ન્યાયાસન પર બેસી ઈશ્વર, પાપ ગણે છે સઉનાં.

પ્રભુની પાસે માગ દયા નહિ, માગ હંમેશા ન્યાય,
અરજ પછી ઈશ્વરની પાસે, તારી ન ખાલી જાય.
ન્યાય મહીં, દીનતા, માનવતા, ઈશ્વરના દરબારે.
પાપીની પણ પ્રભુ દરબારે, ખાલી જતી નહિ હાય.

ના, ના, ન્યાયાસન પર બેઠો, આદમી એક સુભાગી
ન્યાયની સાચી વૃત્તિ જ્યારે તેના મનમાં જાગી.
ગુનેગાર પણ માનવી છે, તે આવી માગે ન્યાય;
ન્યાયની ભિક્ષા, ન્યાયમંદિરે, મળી રહે વણમાગી.

*

## અલ્લા–હો–અકબર

તારો મહાનિલ વીંઝતો તૃણવત્ નિરુપાયે થતો,
હત ભાગી વાચા બોલતીઃ
અલ્લા–હો–અકબર ! અલ્લા–હો–અકબર !

લાલનભરી કાયા ચઢી, સડભડ બળે ચિતા ઉપર,
આ કોણ કહેશે તું નથીઃ
અલ્લા–હો–અકબર ! અલ્લા–હો–અકબર !

તારો મહાનલ બાળતો આશા કુળી અંગાર પર,
તેથી કહું સઉના વતીઃ
અલ્લા–હો–અકબર ! અલ્લા–હો–અકબર !

આંધી મહીં, નદી પૂરમાં, ને જોઈ ઝંઝાવાતમાં,
તારી અનોખી શક્તિને, ભૂકંપના પરિતાપમાં.

મેં જોઈ તારી શક્તિને, સાગરતણા તૂફાનમાં,
ને ગાઉં તારી ભક્તિને, કાયર બનીને ગાનમાં.

તું છે પ્રચંડ, ન, બંડ પણ હ્યાં ચાલશે મારું લગીર,
છે શક્તિ મારે ના રતીઃ
અલ્લા–હો–અકબર ! અલ્લા–હો–અકબર !

તારી દયા, કે, ન્યાયના પાઠો જીવન કિતાબમાં,
છે ના ! અને, જો હોય તો પણ, પાઠ શા વિસાતમાં ?

ચિતા તણી આ રાખ પર, ને કબ્રની માટી ઉપર,
હતભાગી જીવનની પરે, સંસારની બરબાદી પર.

માયા ઉપર, છાયા ઉપર, દુનિયા તણા પાયા ઉપર,
છે તુજની અલ્લા! મહાશક્તિ તણી જાહિર ખબર.

હું બુંદછું, સાગર તુંહિ, રજકણ હું, ને, તું છે ગિરિવર!
હું અલ્પ છું. ને, તું છે ભલા!
અલ્લા-હો-અકબર! અલ્લા-હો-અકબર!



## સુધા

તેં સુધા ઘુંટડાભરી પીધી હતી,
તેનો શોધ ઉતાર માનવી! ન, ...
જે પીતો વિષને, વળી ...
આપીને જગને અમી, જગતનાં

# જાણું

આ વાત છે ખોટી બધી હું જાણું,
ને વાત છે શી ખરી, તે ન જાણું.
કિંતુ ખરી વાત જ એક જાણી,
કે, જાણવા જેવું બધું જ છાનું.

મારે પન્યું છે મત સાથ પાનું.
પાનું પડેલું જ નિભાવવાનું,
લાખો મતોમાં મથું શોધવાને,
છે એક જે તત્ત્વ રહેલ છાનું.

હું કોણ છું, ને, વળી ક્યાં જવાનું,
મૃત્યુ પછી મારું જ શું થવાનું?
મારે નસીબે ન લખ્યું લહાણું,
અજ્ઞાત તે જિંદગી જાણવાનું.

મારો થયો છે અવતાર જાણું,
અવતારમાં છે નહિ સાર-જાણું.
ને, સાર જાણ્યા થકીયે વળે શું?
થયું ન જાણ્યું, ન થનાર જાણું.

અજ્ઞાનમાં મોજ ભરી જ જાણું,
ને, મોજમાં જ્ઞાન જરી ન જાણું.
આ બે ઘડી મોજ કીધી ન કીધી,
અંતે ફરી શૂન્ય મહીં જવાનું.

હું જાણું છું કે, નહિ તત્ત્વ જાણું,
ને જાણતો શું નહિ–તે હું જાણું.
ને, તત્ત્વનું જ્ઞાન થયું ન તેથી,
અજ્ઞાન કેરૂં સઉ તત્ત્વ જાણું.

*

માયા ઉપર, કાયા ઉપર, દુનિયા તણા પાયા ઉપર,
છે તુજની અલ્લા! મહા શક્તિ તણી જાહિર ખબર.

હું બુંદબું, સાગર તુંહિ, રજકણ હું, ને, તું છે ગિરિવર!
હું અલ્પ છું. ને, તું છે બલા!
અલ્લા–હો–અકબર! અલ્લા–હો–અકબર!



* * *

## સુધા

તેં સુધા ઘૂંટડાભરી પીધી હતી, તેનું ચડ્યું ઝેર, હેં?
તેનો શોધ ઉતાર માનવી! ન, તો, તારો થશે ધ્વંસ હેં!
જે પીતો વિષને, વળી જીરવતો, નિઃશંક તે જીવતો,
આપીને જગને અમી, જગતનાં ઝેરો શમાવી જતો.

# જાણું

આ વાત છે ખોટી બધી હું જાણું,
ને વાત છે શી ખરી, તે ન જાણું.
કિંતુ ખરી વાત જ એક જાણી,
કે, જાણવા જેવું બધું જ છાનું.

મારે પડ્યું છે મત સાથ પાનું.
પાનું પડેલું જ નિભાવવાનું,
લાખો મતોમાં મથું શોધવાને,
છે એક જે તત્ત્વ રહેલ છાનું.

હું કોણ છું, ને, વળી ક્યાં જવાનું,
મૃત્યુ પછી મારું જ શું થવાનું?
મારે નસીબે ન લખ્યું લહાણું,
અજ્ઞાત તે જિંદગી જાણવાનું.

મારો થયો છે અવતાર જાણું,
અવતારમાં છે નહિ સાર–જાણું.
ને, સાર જાણ્યા થકીયે વળે શું?
થયું ન જાણ્યું, ન થનાર જાણું.

અજ્ઞાનમાં મોજ ભરી જ જાણું,
ને, મોજમાં જ્ઞાન જરી ન જાણું.
આ બે ઘડી મોજ કીધી ન કીધી,
અંતે ફરી શૂન્ય મહીં જવાનું.

હું જાણું છું કે, નહિ તત્ત્વ જાણું,
ને જાણતો શું નહિ–તે હું જાણું.
ને, તત્ત્વનું જ્ઞાન થયું ન તેથી,
અજ્ઞાન કેરૂં સઉ તત્ત્વ જાણું.

*

# આદર્શ શૃંગ

પેલા ગિરિની ટોચ દીસે છે, ત્યાં મુજને લઈ જાય,
એવા વાહનને મેળવવા ઇચ્છા મનમાં થાય,
ને, વાહન ના દેખાય.

મનસુબો હું કરતો મનમાં કેમ કરી પહોંચાય!
વાહન નાવ્યું તે વિચારે મન મારું મૂંઝાય,
પગપાળા કેમ થાય?



આખર થાકી હું ઊઠ્યો, ને, ડાંગ લીધી કરમાંહ્ય,
શૃંગ પરે દૃષ્ટિ રાખ્યાથી માર્ગ કપાયો જાય;
થાક્યાથી શું થાય?

મારી સાથે એક પ્રવાસી માર્ગથી ના ગભરાય,
મમ શ્રદ્ધાથી તેનું અંતર હંમેશાં અકળાય;
ને, શૃંગ નહિ દેખાય.

એક દિવસ હું પહોંચીશ શૃંગે, તે શ્રદ્ધા મનમાંહ્ય,
શ્રદ્ધાને સજીવન રાખ્યાથી, સજીવન દેહ રખાય;
નહિ તો મારગ કેમ કપાય?

તપ, ને, શ્રદ્ધા વિણુ ના ટોચે માણુસથી પહોંચાય,
ચાલે તેનો માર્ગ કપાતો, બીજા પંગ લથડાય;
કે, ઉપર કેમ જવાય?
તપના એદી બનવાથી તો, જીવન મૃત્યુ પ્રાય,
તપથી સિદ્ધિ શાશ્વત બનતી-એ શ્રદ્ધા મનમાંહ્ય;
ને, પગમાં જોર ન માય.

ઉદ્દયનથી ઊંચે ચડતાં, શૃંગે તો પહોંચાય,
કિંતુ શૃંગે પહોંચ્યાથી કંઈ, શૃંગ નહિ જીતાય.
પામ્યું ના જીરવાય.



## લય

નદીઓ સાગરની કને પાછાં માગે નીર.
એક શરત સાગરતણી-"વળતાં વહો લગીર."
બુંદેબુંદ મળ્યાં હતાં, નદીનાં સિંધુમાં:
નદબિંદુ જુદાં નથી સાગરબિંદુમાં.

## સંસારનો વાણો-તાણો

સુખ દુઃખથી સંસાર વણ્યો છે,
એક વાણો એક તાણો.
કોઈ કહે મારો વણકર પાગલ,
કોઈ કહે તે શાણો.
દુઃખના ધાગામાંહ્ય વણેલી,
સુખની સુનેરી દોરી.
આખું કપડું એમ વણ્યું'તું,
એકે દોર ન કોરી.
સુખ દુઃખનુ છે એવું વણતર,
એક ન તંતુ ખાલી:
સુખ, કે દુઃખની એકલ દોરી,
કોઈ શકે નહિ ઝાલી.
કોઈ માઠું, કોઈ શાણું સીવે,
રંગારી કોઈ રંગે.
સુખ દુઃખનું છે પોત ન જુદું,
ધરવાનું જે અંગે.
ભેળ વિનાનું સુખ કે દુઃખ તો,
ના મળશે રઘવાયાં.
એવાં સુખ કે દુઃખની તારા,
મન પર ખોટી છાયા.
મારા વણકર વિભુએ છો ને,
એવું વણતર કીધું.
તે વણતરને મેં કસબીએ
જરીમાં પારખી લીધું.

## રામ–વિભૂતિ

જેના શિરમાં શુદ્ધિ નથી,
તેને કરમાં સિદ્ધિ દીધી રામ!

ત્રણ ગોળીએ કંચન કાયા
તેણે ઢળતી કીધી રામ!

જે આંખેથી ઓજસ્ ઝરતું
તે આંખો મીંડી દીધી રામ!

જે જિહ્વાથી અમૃત ઝરતું
તે જિહ્વા જડી દીધી રામ!

તારી મૂર્તિ કરુણ હતી,
તે સંતતણી કરી દીધી રામ!

તારી પ્રેમલ જ્યોતિ લઈને
સંત મહીં ભરી દીધી રામ!

પાયું સઉને અમૃત, તેણે
વિષકટોરી પીધી રામ!

તારી વિભૂતિ તેં સરજાવી,
ફરી પાછી લઈ લીધી રામ!

જેના કરમાં સિદ્ધિ નથી,
તેને શિરમાં શુદ્ધિ દીધી રામ!

માર્યા વિણ મરવાની તેને
'માટે સરજી' વિધિ રામ!

'૧૯૪૮

# કિસ્મત

કિસ્મત જ્યારે વણુ વાંકે પણ, આપે છે આપત્તિ, સજા,
હોઠે હાસ્ય ધરીને દુઃખને સહેવાની છે કેવી મજા?
કિસ્મત જો મુજ ના ઠગતું, તો, હું ઠગતો મુજ કિસ્મતને,
ક્યાં છે આંસુ? ક્યાં નિસાસા? હું તો કરતો થોક મજા?

કોઈ રઝળતી સ્ત્રીના હાથે આવી ચડયે મન હારી જતું:
ચંચળ કિસ્મતના ફંદામાં એવી ક્ષણુભંગુર મજા!
રખડુ બાલા એક હતી, ને, મેં સૂણ્યું તેનુ સંગીત;
ભર બાજારે ફુદડી ફરતી, ગાતી'તી તે મીઠાં ગીત.
ગોરાંદે ગુમાની હતી; તે નૃત્ય કરે, ને, નાચે લોક:
બાજારે આવી ઊથલાયા, સંસારીઓ થોકેથોક. (ચિત્ર ૩૭)

હાથ પકડવા કોઈ મથે છે, કોઈ તો પકડે પાલવ,
આંખ નચાવીને કોઈ નાચે, એવાં છે મૂરખ માનવ.
વાળતણી લટ છો છૂટે, ને, છો તૂટે કંચુકી–બંધ,
તે દોડીને ગૂંચવે સઉને, ભાન ભૂલેલાં બનતાં દંગ.

મારું માનસ એમ શીખ્યું'તું, કિસ્મત છે એવી નારી,
દુનિયાની શરૂઆત થકી તે, હજુ કોઈથી ના હારી.
સુંદર નારી નજરે પડતાં, નર ઈચ્છે ભામિની ભોગ,
ખુશ બનીને પાછળ દોડે, જાણે સરળ થયો સંજોગ.

કિસ્મત લલના છે રૂપાળી, સ્નાયુ સ્નિગ્ધ, અને, છે ગોળ,
અડધી ક્ષણુ પણ તેની બાથમહીં છે કેવી મીઠી મજા!
એ ડગલાં આગળ, ને, આગળ, કિસ્મત લલના દોડે છે:
કોઈની આંખે આંખ મળે, કે, જોઈ મુખ મચકોડે છે.

તે વીજળીની રેખા જેવી, જરીમાં દેખા દે ને જાય :
તે ચક્ષુને આંજી દે છે, આંખે અંધાપો થઈ જાય.
કિસ્મત બાલાને જીતવાને, ફાંફાં હું મારુ દિનરેનઃ
પીડિત મનમાં ચઢ્યુ ઊંચે તે, નહિ ઊતરતું માયા ઘેન.

મારે ફળ જો છે નિર્મેલું, કર્મ વિના તે આવી મળેઃ
મારે ફળ જો ના નિર્મેલું, કેમ મળે તે કર્મબળે?
કિસ્મતમાં શ્રદ્ધા રાખું, પણ શ્રદ્ધાથી ના કાંઈ વળે,
જે પળમાં જે નિર્મ્યું બનતું, તે બનશે નહિ અન્ય પળે,
જે ક્ષણમાં જે મેળવતો, ને, તે મળતાં જે મોજ રહીઃ
તે ક્ષણની છે મોજ અનેરી, બીજી મોજમહીં ન મજા.

ભાવિના પડદા પર કેવી, ભભકભરી સોનેરી કોર :
હું નહિ ખોલું પડદો દેખી–પડદા પાછળ કિસ્મત ચોર.
કાલ થવાનું કાલે બનશે, આજ કરુ શીદ શોરબકોર?
આજે રાત ભલે અધારી; કાલે નીરખીશ ઉજળી ભોર.

સૂરજ, ચંદ્ર, અને, ગ્રહ લાખો, નિયમ થકી બંધાયલ હોય,
એક દુરાગ્રહી કિસ્મત છે જ્યાં, કોઇ નિયમ અંકાયલ નહોય.
સારાસાર નિયંત્રિત જ્યાં છે, મર્યાદિત ત્યાં સર્વ મજા,
નહિતર શું? મારે છે શું?–આ આખું જીવન પર્વ મજા.

કિસ્મત કન્યા વરવા આવી કાયા કંપ થયું કમજોર,
"પાછી જા! તું! પાછી જા! તું" હું નહિ તારો હૈયાચોર.
હું તુજને શોધીને થાક્યો, રાખી મેં શ્રદ્ધા [illegible]શ,
આંખ મહીંથી નૂર ગયું, ને કંઠે પડવા ગ[illegible]
શિરે વાળ થયા રૂપેરી, વાંસા પર ન[illegible]
દિવસે જ્યારે જુવાન જાગે, ત્યારે આંખે

સ્થિર પડે નહિ વાટે ડગલાં, મનના આતે પૂર્ણવિરામ,
છાતીમાં રૂંધામણ પેઠી, મારી વાટ જુએ છે રામ.
શીદને આવી નૃત્ય કરે છે, શીદને કરતી અંગમરોડ,
મેં તારો પીછો પકડ્યો'તો હવે તું મારો પીછો છોડ.

લહેર હતી, ને, મોજ હતી, તું ત્યારે આવી કેમ નહિ?
ત્યારે તો તારામાં મુજને, કેવી લાગત ઓર મજા!
કાયા ઉપર આફત આવી, ત્યારે શાને આવી મજા?
રજા ન આપે મન મારું, ને, ટગટગ જોતી ઉભી કજા.



## બિચારી પત્ની

યશની મસ લાલચથી બની લુબ્ધ
શ્રીરામ કઠોર સીતા ત્યજતા.

વળી દીનચર્યાતણી લાલચથી વશ
બુદ્ધ યશો પ્રીતિદા ત્યજતા,

પ્રિય સત્યતણા યશથી વશ
ગાંધીજી કસ્તુરબાને ચોર કહો:

યશને વશ લોભીની પત્ની સદા
નરકેસરીનો ક્રૂર તીર સહે.

# તે બાંક

બિચારો મૂગો છે, નહિ કહી શકે શું થયું હતું;
બિચારો અજ્ઞાની નહિ કળી શકે શું ગયું હતું
હશે કલ્પ્યું તેણે, નિજ સુહૃદ આજે નહિ હતો?
અરે! ઊભો વીલો, જલનિધિ તટે બાંક રડતો.



સદા સાયંકાળે નભમહીં રવિ થાકી જઈને,
જતો અબ્ધ્યાગારે તુજ સુહૃદ આવે તુજ કને.
સદાં આવાં મીઠાં મિલન મહીં દિનો વહી જતા.
નહિ આવી શંકા, જગમહીં ભરી છે બહુ વ્યથા.
અને બીજી સૃષ્ટિ ગમ તવ મીઠા સાથી વિચર્યા,
નહિ આવે પાછા! નહિ જીભ થકી શબ્દ ઉચર્યા.
તને લાગે આજે તુજ સુહૃદ-વિયોગ વસમો;
નથી કારી બીજો જગતમહીં ઘા મૃત્યુ જ સમો.
વસંતે, વર્ષામાં, જલધિ-તીરપે તું નિત હતો,
સદા તારો સાથી તુજ સમીપ આવી જ ઊભતો.
ચીંધે અંગુલિથી, જન સઉ પિછાને સ્વજન બે.
ગયો સાથી, તારૂં મૂક સૂણી રહ્યો છું રૂદન એ,

ઊભી સિંધુ આરે, તુજ નિયત કર્મે વિચરજે,
ભૂલી જાજે પ્રીતિ, તવ સુહૃદની તુજ પર જે.
થજે ચિત્તે જ્ઞાની-જડ પ્રકૃત્તિ તારી સ્થિત રહી,
મહાનુભાવોની મતિ નહિ' કદી ચંચળ કહી.

અને કોઈ પંથી, તુજ નજીક આવી ઊભી જશે,
સ્મરે તેને ત્યારે-જરૂર તુજ તાજી સ્મૃતિ થશે.
પછી તારાં હાડો, હચમચી ઊઠે કાષ્ઠ નિરમ્યાં!
સ્મૃતિ-વિદ્યુતેથી જડ અજડ સઉ ચંચળ થતાં.

નથી મૂગો, એ તો, અતીવ ધીર, ગંભીર ગરવો!
થયું-જીવ્યું-ચાહ્યું-જગત મહીં છે ના ક્રમ નવો!
થયો જ્ઞાની-જાણ્યું-નિજ સુહૃદ આજે ઘર ગયો
અને અબ્ધિઆરે-સ્મૃતિ રહી ગઈ-બાંક જ રહ્યો.

---

(૩-૧-૧૯૪૦ ને દિવસે અવસાન પામ્યા તે પૂર્વે ત્રણ વર્ષ સુધી મારા પિતાશ્રી નિયમિત સાંજના ચોપાટી ઉપરના છેલ્લાં બાંકડા ઉપર બેસતા; ત્યાં ઘણા મિત્રો અને સ્નેહીઓ આવતા. તે બાંકે ઘણી સ્મૃતિઓ ઊભી કરી હતી.)

# ઉથાપન

જેણે કીધું જિંદગીનું ઉપાસન, તે આજ તેનું કરતો ઉથાપન,
તેણે ઉઘાડી હતી મૃત્યુ-બારી, પૂરી થઈ છે જગ-રાહદારી.

છે માનવીની અહીં જિંદગાની, વિધિ થકી લેખિત શી કહાણી,
જે લેખિનીએ લખ્યું તે લખ્યું છે, ના કોઈ તે લેખ ભૂંસી શક્યું છે.

મેં વાંચવાને લીધી હાથ પોથી, ને હર્ફ છેલ્લો હું રહું જ ગોતીઃ
ને વાંચું વાચું, નહિ દેખું અંત, મારી કહાણી શું હશે અનત?

કેવું લખાયું મુજનું ચરિત્ર, કે ચિત્ત મારું બનતું વિચિત્ર!
હું જન્મથી મૃત્યુભણી ધપું છું, અનંતની વાત છતાં જપું છું.

આ બંધ પોથી શીદ તેં ઉઘાડી, આ દુઃખની જિંદગી શેં જીવાડી?
આ પોથીને બંધ થતાં શું વાર, જો ઈશનો થાય કદી વિચાર!

જે માંસ પિંડો વિધિએ રચ્યા'તા, તે તો સ્વધામે જઈને વસ્યા'તા,
ને પિંડદાને કરું શાંતિ તેની! કોની કરું? હસ્તી હતી ન જેની.

મુએલ જે શ્રાદ્ધ મહીં જીવ્યા'તા, મુએલ જે તર્પણમાં રહ્યા'તા,
મુએલ જે સ્મૃતિ મહીં ભળ્યા'તા, કાલાંતરે નાસ્તિ મહીં ગળ્યા'તા.

ને, શ્રાદ્ધ, ને, તર્પણ થાય પૂરાં, ના દાન, ને ધર્મ રહે અધૂરાં,
ને આંખમાં આંસુ સુકાય છે, કે, રહ્યાં સહ્યાં તેય વિદાય લે છે.

ગયાં ન આવે કદી કોઈ પાછાં, સંભારણાં પણ થઈ જાય આછાં,
અંતે સ્મૃતિ શેષ અલોપ થાય, જીવ્યાં હતાં તેય ભૂલી જવાય.

મૃત્યુ ભલે તસ્વીર ભૂંસી નાંખે, સ્મૃતિ બહુ કાળ સમીપ રાખે,
કિંતુ યમે જે કીધી ભક્ષ કાય, કાલાંતરે સ્મૃતિપટે ભૂંસાય.

કાયા તણા જ્યાં તૂટતા જ બંધ, માયા કરે છે વિધિ સાથ બંડ,
કાયા તણી આકૃતિ સાચવે છે, સંબંધ સ્મૃતિમહીં જાળવે છે.

જે જે મુવા તે હજુ જીવવાના, મૃત્યુ મહીં તે ન વિરામવાના,
ને જ્યાં સુધી સ્મૃતિ રહે જીવત, ના સ્મૃતિને તો અડકે જ અંત.

છે વાત મૃત્યુ તણી ઈશ હાથ, તે વાતમાં માનવી તું અનાથ,
સ્મૃતિ તણી સૃષ્ટિ સૃજી શકે છે, મૃત્યુ પ્રવેશી જહીં ના શકે છે.

મૃત્યુ મહાસાગરમાં જ ડૂબી, તરંગમાં તું કર સૃષ્ટિ ઊભી;
આવે તરંગે સ્મૃતિ મથનેથી, સૃષ્ટિ મહાસાગરની નીચેથી.

તે સૃષ્ટિને બંધન છે નહિ, ને, તે ચિત્તની ભ્રાંતિ મહીં રહે છે,
માયા તણી સૃષ્ટિ વિભુ બનાવે, ભ્રાંતિ થકી માનવી તે નિભાવે.

પરંતુ એ છે સઉ ભ્રાંતિવાદ, આછો થતો તેથી ભલે વિષાદ,
મૃત્યુ થકી માનવી જે મરે છે, તેને ચિરંજીવી ન કો કરે છે.

ને માનવી જાય વિનાશ પથે, સભારણાં જે રહી જાય અતે,
વિધ્વંસ તેનો થઈ જાય આખિર, ભૂલી જશે સઉ તુજને મુસાફિર.

* *
*

## કાષ્ટ

કાષ્ટતણી વાંસળીમાં પ્રેરે દિવ્ય સુર તે કૃષ્ણ કહાન.
કાષ્ટતણા ક્રોસે અર્પ્યો છે જીસસ ઈસુએ સેવા પ્રાણ.

કાષ્ટતણા ચરખાને આપ્યું ગાંધીએ સ્વાશ્રયનું સ્થાન.
કાષ્ટતણા એક છત્રપલંગે પોઢી હું કરતો ગુણગાન.

## સોનેરી શબ્દો

સોનેરી શબ્દો શોભતા કિતાબનાં પાનાંમહીં.
તે શબ્દની સચ્ચાઈની આલમ તને પરવા નહિ.

ખાનામહીં કિતાબ છે, કિતાબમાં શબ્દો રહ્યા,
શબ્દોમહીં જે સત્ય છે, તે સંત લોકોએ કહ્યા.

તે સત સોનું થઇ ગયા, ને, શબ્દ સોનેરી રહ્યા.
શીદને ન સંતો શબ્દને પણ આપ સાથે લઈ ગયા!

સૂતા તમે છો કબ્રમાં, શબ્દો સૂતા કિતાબમાં.
કિતાબખાનાની કિતાબોને કરું ફરિયાદ ના.

સોનેરી શબ્દો શાંતિથી સૂતા રહોને પુસ્તકે,
શબ્દાર્થ આડો તો લખ્યો છે માનવીના મસ્તકે.

ને માટી ખોદે તો મળે છે, હાડપિંજર પીરનાં.
ને પુસ્તકોમાં શબ્દનાં, ખોખાં મળે તકદીરમાં.

ઓ પીર, પયગંબર અને સંતો સદા આરામ લો!
ના ખ્યાલ તમને આવશે તમ શબ્દના અંજામનો.

*



ભક્તિથી જે હતી ભીની, તેને કોણ ભીંજવશે?
પ્રીતિથી જે બળી તેને, બીજુ કોણ દઝાડશે?

## આશા–તૃપ્તિ–અને સંતોષ

નિષ્ફળ કવિને કવિતા નવી સ્ફૂરે,
નિસ્તેજ આંખો ચમકે નવાં નૂરે.
રાત્રિ પછી ભાણુ ઊગે ફરી દૂરે:
 આશા કરે ગર્ભસંચાર તૃપ્તિનો.

આશાતણા ગર્ભમહીંથી જન્મતી.
તૃપ્તિતણી કોઈ બેડોળ આકૃતિ
આશાતણી પ્રેરક શક્તિ થભતી.
 તૃપ્તિતણો કાળ જ છે સુષુપ્તિનો. (ચિત્ર ૩૯)

જે ગર્ભમા બીજ ન જન્મને ધરે,
પ્રસૂતિ પીડા નહિ ગર્ભ તે કરે,
મિથ્યા અહં ત્યાં પછડાઈને મરે,
 સતોષ છે સાર અહ વિલુપ્તિનો.

## આર.મ

ભૂરા વ્યોમ વિષે દીસે ઘૂમી રહ્યા મેઘો અતિ વેગમાં
નાના મેઘ જરીક દોડી સમતા કાળા મહા મેઘમાં.
નીલાકાશ જ એકરંગી થયું છે–તે રંગ તે શ્યામ છે.
સંસારે થતી એવી સ્થિતિ દુઃખની–તત્કાળ આરામ છે.

# અલ્પ ભાગ્ય

ઇંદ્ર ધનુ ગગને નીરખીને રંગોથી હું લુબ્ધ થયો,
મારે નસીબે ધવલ વિના નહિ એકે રંગ નિયુક્ત થયો.
ભાતભાતના નવનિધ રંગે મોહભર્યો હું ફૂલી રહ્યો:
હું નહિ અલ્પ પરંતુ મારું ભાગ્ય અલ્પ, તે ભૂલી ગયો!

નક્ષમંડળમાં સૂર્ય ચદ્ર, ને, તારક વૃંદ હું જોઈ રહ્યો.
મારે નસીબે, મારા ઘરમાં દીપક એક જ સોહી રહ્યો.
એ જ્યોતિગણ નિકટ ન આવ્યા, દીપ અભાગી ઝૂલી રહ્યો;
હું નહિ અલ્પ, પરંતુ મારું ભાગ્ય અલ્પ તે ભૂલી ગયો!
દિવ્ય ચક્ષુમાં શ્રદ્ધા રાખી, ચર્મચક્ષુ હું મીંચી રહ્યો,
કુંપળો ને કરમાતી મૂકી, વડલાને શીદ સીંચી રહ્યો?
જળવિણ કુંપળો કરમાશે, ને, વડલો જળવિણ ઝૂલી રહ્યો:
હું નહિ અલ્પ, પરંતુ મારું ભાગ્ય અલ્પ તે ભૂલી ગયો!

કિસ્મત-અશ્વ-નિયુક્ત જ મારો જીવનરથ આ દોડી રહ્યાં,
ચાબુક હાથ મહીં લઈ ભૂલ્યો; કેમ રથે નહિ પોઢી રહ્યો?
રથકેરો સારથિ નિર્માયો, એ, ભ્રમણામાં ફૂલી ગયો:
હું નહિ અલ્પ, પરંતુ મારું ભાગ્ય અલ્પ તે ભૂલી ગયો!

ઇંદ્રધનુષ અદૃશ્ય થયું; ના, રાશિચક્ર સમાલી શકયો,
દિવ્યચક્ષુનો ભ્રમ ભાંગ્યો, ને, અશ્વની દોર ન ઝાલી શકયો.

હું છું કોણ, અને કયાં? ભૂલ્યો! અંતરપટ તે ખૂલી ગયો:
હું નહિ અલ્પ, પરંતુ મારું ભાગ્ય અલ્પ તે ભૂલી ગયો!

# અવતાર

અધર્મ-ધર્મની વચ્ચે, સમતુલા સચવાય ના-
સ્થિતિ તે, વિશ્વકર્માને કદિ છે અનુકૂળ ના.

જ્યારે ધર્મની ગ્લાનિ થાય જગમાં, વિશ્વે વિભુ આવતો,
મારી દુર્જન, દુષ્ટ, પાપી સઘળાં, તે ધર્મને સ્થાપતો.
જ્યારે ધર્મ ફરી સ્થપાય જગમાં-ને ધર્મ આગે બઢે,
ત્યારે તે ભગવાન આવી ફરીથી, એ ધર્મ ઉત્થાપતો.

અધર્મ-ધર્મની વચ્ચે, સમભાવે વિભુ જુએ,
ધર્માધર્મની તુલા, પ્રભુની સમ હોય છે.

તે તો રાજ્ય ચલાવતો જગતનું ચાણુક્યનીતિ વડે,
પક્ષાપક્ષ, અધર્મ, ધર્મમહીં ના તેને કદી પરવડે.
બે છે સ્થંભ-અધર્મ, ને, ધરમના, જે વિશ્વવાહી બને,
તે બે સ્થભ અખંડ રાખી જગ આ નિભાવવું ઈશને.

ધર્મ સસ્થાપનાર્થે તે, આવતો પ્રભુ જો કદી,
ધર્મ ઉત્થાપનાર્થે પણ, આવે છે પ્રભુ કોક દિ.

તેનામાં હળી શક્તિશાળી પ્રભુતા-તે શક્તિ અદૃષ્ટ છે.
તેના કાનૂન કાયદા જગમહીં, વર્ષોથી અસ્પષ્ટ છે.
તેની આકૃત સ્પષ્ટ ના, વળી રહ્યો અદૃષ્ટ મારો વિભુ,
તેની શક્તિથકી નભે જગ અને, હું ભક્ત તેનો નભું.

ધરાની તે ધરે ધુરા, તેને ધર્મની ના પડી:
પલકે પલકે ના'વે ભોળો ત ગરુડે ચઢી.

# મોત

જે મૃત્યુને આરે ઊભો, તેને કહું "શાને રડે?"
આ જીવનમાંથી છૂટવાનો માર્ગ બીજો ના જડે.

સંધ્યા રડે છે રાતના અંધારમાં ગરકી જતાં.
પ્રાતસ્ હસે છે શું ફરીથી, દિન પાછો ઊગતાં?

તું મૃત્યુને આરે ઊભો, તે છે દશા ના દર્દની.
જન્મ્યો હતો ત્યારે હતી, તારી દશા ના હર્ષની.

તું તો રડ્યો'તો જન્મતાં, ને, મૃત્યુ દેખી તું રડે.
જ્યાં આવતાં રૂદન કીધું ત્યાંથી જતાં શાને રડે?

કો ગર્તમાં – અંધારમાં – અવકાશમાં જે તું હતો,
આરામમાં – અવસાનમાં – નિષ્ક્રિયતામાં તું હતો.

બિંદુરૂપે કે બિંબરૂપે – બીજરૂપે તું હતો,
કે શક્તિરૂપે, સત્ત્વરૂપે, સત્યરૂપે તું હતો.

આવ્યો હતો સંસારમાં જે દેહરૂપે તું હતો;
જે રૂપમાં આવ્યો હતો, તે રૂપ છોડી તું જતો.

જે રૂપ તારું વીસર્યો, તે રૂપમાં રહેજે ઠરી,
ના આવતો સંસારમાં, તું દેહરૂપે ફરી ફરી.

રડતો નહિ, હસતો નહિ – તે ભાવ છે શું કામના?
છે રોકકળ, ને, હાસ તો, તુજ દિલની સ્થૂલ ભાવના.

ક્યાંથી તું આવ્યો તે વિષે, ચિંતા કીધી ના કોઈ દિ,
તું ક્યાં જશે તેની પછી, ચિંતા કરે શી આવડી?

જ્યાંથી તું આવ્યો તે દશા, જેવી હતી તેવી હવેઃ
તારી દશા ફરીથી થશે, સંસારમાંથી તું ગયે.

જે તું હતો તે, તું થશે, જો તું હતો, તો, તું થશે,
ને જો, તું પહેલાં ના હતો, તો, મૃત્યુ કેડે ના હશે.

લાખો કરોડો વર્ષની ઇતિહાસની યાત્રામહીં.
તેં વાસ કીધો વર્ષ થોડાં, વાસના તારી રહી.

શીદ શોધતો તું મૃત્યુની પાછળ રહેલું સત્ય શું?
શોધી રહ્યો તું માનવી! મૃત્યુ પછી જીવવાપણું!

આ વાસના છે તુજની, જે વાસ શોધે છે નવો:
આ તાહરા ક્ષર દેહને, નવ જન્મનો લ્હાવો રહ્યો.

આત્માતણી વાતો કરી શોષાવતો ના દેહને.
આત્મા હશે તો ના પ્રીતિ છે દેહ ઉપર તેહને.

આત્મા કહેની શું હશે?– તે શક્તિ છે, કે, ચિત્ત છે?
તુજ દેહથી નિર્લિપ્ત તેનો વાસ ક્યાંયે શક્ય છે?
તે પ્રશ્ન છે? તે સર્વ છે? તે બ્રહ્મ છે? કે સત્ય છે?
આત્મા પરંતુ અકલ્પ્ય છે – તેથી રહ્યો જ અવર્ણ્ય તે.

ને, તેથી તે જ અલભ્ય છે – વેદાંતનો તે નેતિ છે.
તું જે કહે તે, તે નથી, તે સર્વશ્રેષ્ઠ જ તેથી છે.

જા! જા! હવે સુઈ જા! હવે! નિશ્ચિતતા ધરી ચિત્તમાં,
તુજ ભાગ્યમાં કેવી રહેલી, શાંતિકેરી નિત્યતા!

તારી અખંડિત શાંતિ છે, ના જાગૃતિ દીસે જરી,
ને સ્વપ્નવિહોણી રહી નિદ્રા સનાતન તાહરી.

ને, મૃત્યુની શાંતિમહીં, જો વર્ષ લાખો છો ગયાં,
તું જાણશે કે ના ઊંઘે છે તું હજુ વર્ષો થયાં.

માટી મળે છે માટીમાં, ને, ખાખ તારી ના જળે,
સૃષ્ટિ હજુ પણ જીવશે, તું મૃત્યુમાં છો ને ભળે.

તે દ્વાર છે વેરાનનું–તે દ્વારમાર્ગે તું ગયો,
તે દ્વાર બંધ થયું, અને અદૃષ્ટ ત્યાંથી તું થયો.

અંતિમ દીધું તેં દૃશ્ય, ને અદૃશ્ય ત્યાંથી તું થયો,
આ સ્પષ્ટ વાત અસ્પષ્ટ છે, 'તું જે હતો, તે તું ગયો.'

તે અલખ કેરૂં દ્વાર છે, તું લેખ કંઈ માંડી ગયો.
પોથી કીધી તેં બંધ, ને, તે પોથીને ફાડી ગયો.

મૃત્યુ તણી જે અમરતા, તે પામવા તું જાય છે,
તારું થયું, મારું થશે, સઉ માનવીનું થાય છે.

જીવનતણી જે અફળતા, તે અફળતા પામી ગયો,
છે મૃત્યુ સ્વામી જીવનો, તે તુજનો સ્વામી થયો.

તું જન્મતાં જીવ્યો હતો, ને, મૃત્યુને રાહે ગયો,
જે રાહ પર પગ માંડતો, પગ તુજનો થંભી ગયો.

નીચું વળીને જોઉં છું, ઊંડી ઊંડી ખીણ દીસતી,
ઉંડાણ તો થંભે નહિ, ને દૃષ્ટિ મારી થભતી.

સઉ આવીને ઊભા રહે, ને, આંખ મીંચીને પડે,
ના, નામ, કે, નિશાની તેની ગર્ત માંહે સાપડે.

તે હોઠ હાલે છે નહિ, તે આંખમાં ના જ્યોત, કે,
તે દેહ, ના; પણ કાષ્ઠ છે, ત્યાં તો સૂતેલું મોત છે.

*

## કાયદાનામું

અલ્લાનો કાયદો તો, તે શહેનશાહ જાણે,
બંદાને ન્યાય કેવો, બડો બાદશાહ જાણે.

મેં વાંચી છે કિતાબો, કરું છું જ હું વકાલત,
ખુદાનો કાયદો છે, ખુદા કને સલામત.

સરકારી કાયદાઓ જાહિર થયાં જહાંમાં,
અવમાને જે કલમને, મપડાય તે સજામાં.

ઇનિસાફની લખેલી વાતો કિતાબમાં છે,
વાંચે, અને, જે વર્તે, ફરિયાદ તેને ના છે.

કોઈ અનાડી, પાગલ, જાણે નહિ કલમમાં,
દઈએ અમે ઉકેલી કલમની ગૂંચ ક્ષણમાં.

અમે ન્યાયની હૂરીની જાદૂગરી દીઠી છે,
અમ જિંદગાની તેના તો ઇશ્કમાં વીતી છે.

તે નાઝનીનનાં નખરાં, અમથી નહિ અજાણ્યાં,
તેના અમે તમાશચી, ઉસ્તાદ તો ગણાયાં.

પૂકારીને કહેતાં, કે, હૂરીની ચળકમાં,
ફસાશો ના, નહિ તો, તે મારશે પલકમાં.

તેની જબાન, જોબનના જાણુકાર બદા,
અમારી પાસે ફોગટ તે હૂરીના છે ફંદા.

ગાફેલ અમારી પાસે તે તો બની રહે છે,
દાસી બની અમારી જાદૂગીરી કહે છે.

પાસે અમારી તેના મસ્તકના કેશ છૂટા.
તે ચશ્મ કેરાં ખંજર, પાસે અમારી બુઠ્ઠાં.

ખ્યાતિ સૂણી અમારી, આવ્યો છે કોઈ પાગલ,
"ફરિયાદ નાની," કહે છે, "ઉસ્તાદ! કરજો દાખલ."

ફિરિશિયારીમા અસીલથી, મેં હાથ ત્યા મિલાવ્યો,
ફરિયાદનામુ વાચ્યુ, ફરિયાદીને તપાસ્યો

કિસ્મત, ખુદા, પયગબર, મૌલા, અને, તવગર,
શહેનશાહ સિકંદર–ફરિયાદ તેની ઉપર.

"ઉસ્તાદ! ગનાહ મારા, ગણાય છે હજારે
આવ્યો છુ કે ન જાણુ, હું કાયદો લગારે

ખોલ્યુ, કિતાબખાનુ મેં ઢૂંઢી સઉ કિતાબો,
ઉસ્તાદમાથી પાગલ, બેઠો બની હું આસો

"તુ છે અમીલ પાગલ, કે, આવી વાત પૂછી
ઉસ્તાદ છુ હું પાગલ, કિતાબમા તે ઢૂંઢી

અલ્લાના ન્યાયની મેં, જોઈ નથી અદાલત,
ઈરાદો છે મને ના, ત્યા ઢૂંઢના વકાલત

આલમ કરે છે અલ્લાના ન્યાયની ખુશામત,
પણ જાણતુ નથી કે, છે કાયદે કરામત

કોઈ વધીને કહેતા, અલ્લાતણી અદાલત,
ડગુમગુ થઈ છે, તે માગતી મરામત

ઉસ્તાદ! હું ન જાણું, ખુદાની કેવી દાનત.
આપે તે લઈને કૂહેલુ, અલ્લાહ્ નેક સલામત.

કાનૂનની કલમો તેની, જાહિર ન લોક માટે,
ને ન્યાયની અદાલત ખુલ્લી ન લોક માટે

તે પાદશાહ મોગલ, છે તેની મોગલાઈ
ના ન્યાય કેરી નીતિ, કોઇથી યે કળાઈ

કહેલ કે, ગિરિના, ને, ગહ્વરોના ખદને,
કહેલ કે, નદીના, ને સાગરોના વદને.

ભૂગોળ, ને, ખગોળે, તેં કાયદા લખ્યા છે,
પણ શિલ્પલેખ, ચશ્મો તે વાંચી ના શકયાં છે.

કહેલ કે લખી છે વૃક્ષોના પાનમાં યે,
કહેલ કે ગૂંજી છે સાગરના તાનમાં યે.

કહેલ કે સુણાઈ પંખીના ગાનમાં યે,
અલ્લાની રૂહેમદિલી છે ભક્તિ જ્ઞાનમાં યે.
છે જોગીની જટામાં, ને નાજનીનને ઝુલ્ફે,
છે તાપસીને યજ્ઞે, માશૂકના જ હર્ફે

સર્પોના ઝેરમાં છે, અમ્માના દૂધમાં છે,
ખુદાની કદરદાની, ભાવિ ને ભૂતમાં છે.

તેણે લખ્યો છે કાનૂન શિલાના અલ્પ ખંડે,
તેણે ઘડ્યો છે કાનૂન દરિયાવ આબ બુંદે.
જડ વસ્તુઓની રજમાં, ચૈતન્યના અણુમાં,
પૂકારે તેનો કાનૂન મનમાં અને તનૂમાં.

તેણે સાત આબભરપૂર દરિયાવને ઉછાળ્યા,
તેણે આભના અનંતે, ગ્રહમંડળો બનાવ્યાં.
કાનૂનથી તેના સાગર ઉછળીને ઊતરે છે,
ને, તેજ કાયદાથી ગ્રહ ગોળ તો ફરે છે.
આવી પુરાણી વાતો, ઉસ્તાદ શીખવે છે,
ને, આવી, આવી વાતો, પાગલ સુણી રહે છે.
મેં મુજના અસીલને સમજાવી છે મુસીબત,
કે કાયદે લખી ના, અલ્લાને માટે નસિયત.

પાછું વળી કહ્યું કે, મારે છે ચોખ્ખ દાનત,
ફૂરી તણા જનાનાની મુજને ન લાલચ.

રવિ, ચંદ્ર, ને ગ્રહોમાં જંગલ, અને ચમનમાં,
અલ્લા! હું ન્યાય તારો દેખું નહિ સૃજનમાં.

તેં ચાંદમાં મૂકી છે શી બર્ફની શીતળતા,
સળગાવતો સૂરજમાં, અંગાર, આગ, ભડકા.

તેં નાજનીનમાં મૂકી ખૂબસુરતીની ખુમારી,
વૃદ્ધા બનીને ખોશે, ખૂબસુરતી તે બિચારી. (ચિત્ર ૩૯)

માશુક ગાલ કીધા અલ્લાહ તેં મુલાયમ,
માશુક ગોદમાં તેં, દીધી છે હૂંફ કાયમ.

માશૂકને જો દીધી દિલચસ્પ તેં દીવાની,
કાયમ ન કેમ રાખે, માશુકની જુવાની?

તું એક આદમીને, પહેરાવે લાખ વાગા,
ને લાખ આદમીને, ફિરાવે સાવ નાગાં.

અલ્લા! એ ન્યાય તારો, શું તારી કદરદાની!
'આમીન,' બોલી તો પણ જન જીવે જિંદગાની.

અમારી રંક બુદ્ધિ, તારો અખૂટ ખજાનો,
વર્તનને માટે લેખ્યો, ના હર્ફ કાયદાનો.

શ્રીકૃષ્ણ, બુદ્ધ, ઈસુ, જરથોસ્ત, કે, મહંમદ–
શું તે બધાંએ તારી, છે મેળવેલી સનંદ?

સુફી, ને, જ્ઞાની પંડિત, કે મૌલવી, પયગંબર–
શું તે બધાંયે જાણ્યો છે વિશ્વનો વિશ્વંભર?

તે સઉ વકીલ કેરા મત તો જૂદા પડે છે,
તેના સઉ અસીલોને ગમ નહી રહે છે.

કોઈએ તારા ન્યાયે, છે હીનતાને ન્યાળી,
કોઈએ તારા ન્યાયે, નિષ્ઠુરતા નિહાળી.

તારાં ઘડેલ માથાં, ઘડે છે, તારી તસવીર,
જે છે સદા છુપાયો, તેને કરે છે જાહિર.

કોઈયે તો અહંમાં, છે બ્રહ્મને નિહાળ્યો,
'સોહંસોહં' કહીને, અહંને બ્રહ્મ માન્યો.

તુજ કાયદાને માટે, આલમ ઠૂંઠી વળ્યા છે,
તુજ ન્યાયકેરા નીતિ-નિયમ નહિ મળ્યા છે.

હજ્જાર ઓલિયાઓ તુજ તસવીરો બગાડે,
ને સેંકડો ફકીરો, આલમને ફોસલાવે.

અલ્લા! હું તારી પાસે કરું એક છું શિફારસ,
ગંભીર તું થઈ જા! ને, મૂકી દે આ ફારસ.

વંચાય તેવા હર્ફે, ધારા, ને, ધોરણોનું,
જાહેર કરની લોકે કીતાબ કાયદાનું.

*

# ઈશ્વર હોય–નહિ હોય

ફિલસૂફ! તારા ચિત્તની શાંતિ સનાતન ખોય શું?
ઈશ્વર મળે નહિ રોય શું?

તુજ ચિત્તની સમૃદ્ધિઓ ભેગી કરીને શોધશે,
તું તત્ત્વમિમાસા તણી ખાણો ઊંડી જઈ ખોદશે,
કે, ભકિત, ને, શ્રદ્ધા થકી બે હાથ તારા જોડશે,
ઇશ્વર કહીં પણ હોય શું?

તું બુદ્ધ, કે, ઇસુ બની શોધે સનાતન ધર્મને,
તું ઘોશ, કે, શંકર બની, ખોદે શ્રુતિના મર્મને,
પાગલ બની મીરાં સમો, તું છોડી દે નિતકર્મને
ઈશ્વર સમું કંઈ જોય શું?

આ દુ.ખ, ને, સતાપથી પરિપૂર્ણ છે સસાર; કે,
થોડુ ઘણું સુખ સાપડે; તેમાં નહિ જરી સાર છે.
તુજ આંખથી છો ને સરે આંસુ તણી દુઃખધાર; કે,
ઇશ્વર કદી તે લોહ્ય શું?

માયા, અને, મત્સર, અને, તું મોહની છોડે તથા,
ધન વૈભવો, કે, કીર્તિની કાને ન સૂણે તું કથા,
દારિદ્રય, કે, દુ.ખની કરે મનને વિષે ના તું વ્યથા,
તેથી જ ઈશ્વર મોહ્ય શું?

સૃષ્ટિ બધી ચાલી રહી, ઇશ્વર હશે, કે, ના હશે.
ને હોય તો પણ દ્દષ્ટિથી તેનાં નહિ દર્શન થશે.
જડમાં, અને, ચેતનમહીં ઇશ્વર કહીં પણ ના વસે,
એ સત્ય સૂઝયુ ન્હોય શું?

ઈશ્વર નથી! ઈશ્વર નથી! ને, હોય તો ખલ્કે નથી,
બિહિસ્તમાં જો તે રહ્યો, હું રાજી છું. ખલ્કે નથી,
ને, હોય જો તે ખલ્કમાં, તો સત્યના મુલ્કે નથી,
ઈશ્વર નથી-તું ખોય શું?

* *
*

## કવિસંમેલન

રાશિમંડળ આવી ભળું
કવિના સંમેલને એક દી.

સુણ્યો 'પ્રજ્ઞપ્રલાપ કે,
"કવિ જતો જ્યાં પ્હોંચતો ના રવિ"

આંખો લાલ કરી રવિ વદી ઊઠ્યોઃ
"નિર્માલ્ય શાયરમતિ!

જ્યાં હું જાઉં જતું તમસ્ તહિંથી,
શું-ના તાહરા ચિત્તથી?"

## તત્ત્વની બારી

તત્ત્વની બારી ખોલ!
સ્વામી! તત્ત્વની બારી ખોલ!
ઠોકી ઠોકી થાકી ગયો છું,
બારી નકૂચો ખોલ!
સ્વામી! તત્ત્વની બારી ખોલ!
બહાર તમાશો તેં માંડ્યો છે,
અંદર શું છે બોલ?
બાહિર જેવી પોલી દુનિયા-
તેવું અંદર ભોલ!
સ્વામી! તત્ત્વની બારી ખોલ!
મોતતણી એક ખુલ્લી બારી ભીતર જાયે રોળ!
કોઈ પરંતુ પાછું ના'વે કહેવા તારી પોલ!
સ્વામી! તત્ત્વની બારી ખોલ!
ભીરુ થઈ તું અંદર બેઠો
બાહિર કરિયે ખોળ.
શીદને આ દુનિયાનું અમને
વળગાડ્યું તેં ઝોળ?
સ્વામી! તત્ત્વની બારી ખોલ!
તુંકારો કરીને બોલું છું,
હુંકારો તો બોલ!
ગુસ્સો તું કરજે નહિ સ્વામી
હું છું ઠોડ ડફોળ!
સ્વામી! તત્ત્વની બારી ખોલ!

# પ્રભુની નિંદા

મને નિંદા પ્રભુ તારી ઘડીભર બોલવા દેજે,
મને સેતાનનો બંદો ઘડીભર તું થવા દેજે,

મને બેહિસ્ત, કે, દોઝખતણી પરવા નથી બિલકુલ,
મને કાજી પ્રભુ તારો ઘડીભર તું થવા દેજે.

કરું છું પાપ, કે હું પાક ઈશ્વરની કરું હાંસી,
ભલા! એ-પાપ માટે તું મને છો આપજે ફાંસી,

ગળું ભિડાય છે દરરોજ તારી ફાંસીની ચૂડે,
પછી સેતાનની હદમાં ઘડીભર જાઉં છું નાસી.

મને ઈચ્છા હતી બેહિસ્ત આ ખદકે બના'વાની,
નહિ મૃત્યુ પછી ઈચ્છા હતી બિલકુલ તણા'વાની,

પ્રતિદિન દુઃખ ઝંઝાવાતથી શ્રદ્ધા સઉ ખૂટે,
હવે ના હામ મારામાં, તને અલ્લા મના'વાની.

મને સંતોષ, કે, શાંતિ મળ્યાં નહિ બંદગીમાંથી,
મને આસ્થા, અને, શ્રદ્ધા ખૂટ્યાં છે બંદગીમાંથી,

ન બાહર, કે, નહિ અંદર, કશે દેખાય તું અલ્લા,
ખૂટી શ્રદ્ધા, ઊઠી આશા, જૂઠી આ જિંદગીમાંથી.

ખુદાની તું કરી ખિદમત ભલે થાકી જશે ઈસમ,
કરીને બંદગી, આ જિંદગી નાંખી જશે ઈસમ,

ઘડીમાં દુઃખના વટોળિયે ઝડપાવશે અલ્લા,
અને ધમધમ કરીને જમ તને હાંકી જશે ઈસમ.

હજારો રીતથી લોકો મથે છે પામવા ઈશ્વર,
હજારો ઓલિયાઓ તો કરે ઇચ્છા થવા ઈશ્વર,

હજારો વર્ષની એ વાત જૂની તો થઈ છે કે,
મળે નહિ શોધતાં યે તે વૃથા શીદ શોધવાં ઈશ્વર?

હજારો વર્ષથી સંસાર એકજ રાહપર ચાલે,
હતું કાલે, થતું આજે, થશે તે આવતી કાલે,

નથી કાંઈ નવું: જેવું હતું તેવું જૂનું છે, કે,
જૂનામાંથી જૂનું તો સર્જવું શાને નવા હાલે?

પરંતુ જન્મ લીધો જો, હવે સહેવું રહ્યું બાકી,
કીધી નક્કી પ્રભુએ વાત તારા રાહની આખી.

ભલે ખામોશી ખોઈને કરે અફસોસ તું પાગલ,
હસી પીલે મદિરા જે તને આપે ભરી સાકી (ચિત્ર ૪૦)

કસૂર મારી હતી ના, કે ધરી મેં જિંદગી ફાની,
મને આજે ધકેલીને કીધો 'દરિયાવ તોફાની.

કીધો છે જીવ વહાલો કે, જરીમાં તૃણને વળગું,
કહે ન્યાયી પ્રભુ મુજને, 'તરી જા આબ્ધિનું પાણી.'

અરે ઈશ્વર અમારી તું કરે ઠઠોળી શીદ નાહક?
બધી નશ્વર ચીજોમાં તું મૂકે માયા મીઠી નાહક!

નથી શાશ્વત મહોબત, ઐશ, કે, આરામ, કે કાયા,
અને, માયા નથી શાશ્વત, પછી તેને દીઠી નાહક!

જરામાં આવતાં આંસુ, કદમ થાકી જતાં અધવચ,
અને, ફિલસૂફ, અને જ્ઞાની, કરે છે માર્ગમાં કચકચ,

લુછે કો આંસુ, શિખામણ બધાં આપે છ વણમાગી,
અરેરે! ખૈયામ મુજને ઉઠાડ્યો ઊંઘતો અધવચ.

મને શીદને ચડે છે સાન, જ્યારે ઊતરી મસ્તી,
મને શીદને રહે છે ભાન, કે છે માહરી હસ્તી.

અરે, સુરાથકી સસ્તું થયું છે દુગ્ધ શ્રદ્ધાનું,
અને હું તે પીવા માંડું, થતી નાસ્તિતણી અસ્તિ.

અરે અલ્લા! અમે તારી કીધી છે શું ગુનેગારી?
અમોને સર્જવા માટે, કીધાં તે નર અને નારી?

અને નરનારી આકર્ષણ કીધું દિલચસ્પ–નહિતર તો,
મજા કેવી થતે થંભી જતે આ દુનિયાદારી!

હવે ભેગાં થઈ ખુલ્લી કરોની આખરી દાનત,
નહિ ભેળાં રહી નિભાવવો સંસાર બેહાલત. (ચિત્ર ૪૧)

પછી સંસારમાં બાકી રહે કોઈ નહિ ઇસમ,
પછી અલ્લાતણા સંસારની કેવી થશે હાલત?

કફન નાસ્તિતણું ઓઢી, સૂએ લોકો પછી આખર.
અને એક કબ્રની નીચે દટાશે દર્દ સૌ આખર.

નહીં છે જન્મ, કે, મૃત્યુ–નહિ બેહોશી, કે, આશા,
બધો સંસાર લેશે ઊંઘ નાસ્તિની પછી આખર.

*

## દૂર-દૂર



મણિમય મહેલ ઊભો તહીં, લાખો દીવાથી દાઝતો,
અંધારનું ધાબું બની, મઢૂલી ઉભી ત્યાં દૂર – દૂર !
મણિથી મઢયાં મંદિર છે, આરસ – જડ્યાં મંઝિલ છે,
ને માટીથાપ્યાં ઝૂંપડાં – હેરાન દર્દદિલ છે.
રાજા વસે મંદિરમાં, ધનવાન તો મંઝિલમાં,
ને ઝૂંપડે રંકો વસેઃ ઈશ્વર વસે છે દૂર, દૂર
માટી મહીં શોધ્યો તને, પણ, ત્યાંથી ઈશ્વર દૂર છે,
મંદિરમાં જો તું વસેઃ તો, તો, ભલે તું દૂર, દૂર.
ઈનસાનિયતથી દૂર છે, મહાજન તણું માનસ ખુદા !
હેવાન સરખાં તેં ઘડ્યાં ધનવાન માણસને ખુદા !
ઈશ્વર નથી – પુરવાર કરતું દર્દીનું જીવન ઘડયું,
હમદર્દી શીદ બતાવતો બેસી ખુદા તું દૂર દૂર ?
આ કાળિયાની માટીની ઝૂંપડી મહીં તું જા ભીતર,
આ કાળિયાના દૂબળા દિલની ઉપર કર તું નજર.
આ 'કાળિયાનાં છોકરાં, રોતાં સૂતાં રોટી 'વગર,
ને આંસુ સારે કાળિયો, પત્થરની કો મૂર્તિ ઉપર.

હે કાળિયા! તું ભોટ છે, શીદને ભજે ભગવાનને?
સુલતાન ને ભગવાન તુજ, લાખો કદમ છે દૂર દૂર.

હે કાળિયા! તું જા નહિ, મઝિલની મિજલસ મહીં
ત્યાં ગેટીના ઢગલા પડ્યા, કૂતરા ય તે સૂંઘે નહિ

તે એંઠવાડ મહીં જશે – ભૂખ્યો ભલે તું આવશે,
તારા પ્રભુએ ગણી છે, તારાથી રોટી દૂર – દૂર.

તારા પ્રભુને તુજના શોણિતથી શાતા વળે,
તો ખોળે ખોળે આપ તુ, તારો પ્રભુ છે ક્રૂર – ક્રૂર

દુનિયા મહીં દળદર અમા, ગરીબો તણા છે ખોળિયા.
કાળા કલેવર તેહના, છે ધૂળમાં રગદોળિયા,

હું દૂર છું તારા થકી, કે દૂર તું મારા થકી?
પણ આપણે દૂર દૂર રહ્યા, કમભાગ્ય એ તો છે નકી

તુજને ન ફુરસદ આવવા, મારે ગતિ નહિ ચાલવા,
તો તો, ભલા ભગવાન તું, છો ને રહ્યો છે દૂર – દૂર.

ધનવાનને તારી નથી કોડી તણી કિંમત ખુદા!
પણ દુખથી પીડાયલો, મજૂર તારા પર ફિદા.

પણ તું ફિદા ધનવાન પર, શયતાન – ખિજમતદાર પર,
ખોળે વૃથા અટલા તને મજૂર પૃથ્વીની ઉપર.

ગાફિલ કરે તું ગરીબને, "તારો છુ! તારો છુ!" કહી,
દૂર દૂર રહી જાદુ કરે, જાણે કે તુ હાજરહજૂર

નજદિક તુ નહિ આવતો, અભડાવશે ગરીબાઈને!
ગરીબો તણું માનસ તને જોવા શીખ્યું છે દૂર, દૂર.

*

## મુફલિસ હાલ

રોટી એક, ને, એક ઓરડી રહેવા,
અને ફાટીતૂટી એક ગોદડી સૂવા,
અને, તું એક મહોબતની ગોઠડી કહેવા–

રટું તે કાજ.......વળે કંઈ નહિ !
મથું તે કાજ........મળે કંઈ નહિ !

સ્વાત્માર્પણ ભૂખ્યું, ને, છે લૂખી સેવા,
બનાવી જીંદગી આ શું દુઃખો સહેવા ?
પછાડા જૂઠી કીર્તિના મૂકી દેવા–

મથું છું આજ.......વળે કંઈ નહિ !
રટું છું આજ.......ચળે કંઈ નહિ !

સ્વાત્માર્પણ, અને, કીર્તિ, અને સેવા,
બખાળા, ને, ધગશ તેનાં જવા દેવા,
શાંતિ સાથ સંસારે મારું સઉ જડી દેવા–

રટું હરદમ........વળે કંઈ નહિ !
મથું હરદમ........મળે કંઈ નહિ !



## ઓમર ખય્યામને

ગૂલ પાંદડી ચીમળાતી ચમને; ગઈ કાલે, ને; આજે;
જીવન પાંદડીઓ કરમાતી, ગઈ કાલે, ને, આજે;
માનવ-જન્માક્ષરમાં વિધિએ, એવું લખ્યું'તું સાચું,
ગઈ કાલે તુજ વડવા મૂઆ, તું તો મરશે આજે. (ચિત્ર ૪૨)

તેં જે પ્રશ્ન પૂછયા'તા કાલે, તે, અણઉકલ્યા આજે,
તેં જે બંધ દીઠી'તી બારી, તે બંધ હજુ છે આજે;
મુરદાં પર મુરદાં દફનાવ્યાં, કોઈ ન આવ્યું પાછું,
તો પછી દુઃખને શીદ સંઘરવું? મોજ કરી લે આજે.

આજનું નિર્મિત વિધિએ કીધું, તારે માટે કાલે,
આજે વિધિએ નિર્મિત કીધું જે બનવાનું કાલે.
આજે ઘટમાં પ્રાણ રહ્યો, તો, મોજ-મદિરા પી લે;
કાલે મોજ તું કયાંથી લેશે? પ્રાણ ન હોશે કાલે!

નર-નારાયણ કયાં? અલ્લા કયાં? અહુરમઝદ એ ક્યાં છે?
કયાં છે બ્રહ્મ, શીમર્ગ, ચરાચર, અજરામર એ ક્યાં છે?
સર્જનની શરૂઆતથી સર્વે, પ્રશ્ન પૂછે છે પામર:
"દુઃખના તકલાદી વાસણનો, ઘડનારો એ કયાં છે?" (ચિત્ર ૪૩)

માથું પટકી મરશે માનવઃ કોણ તને સાંભળશે?
ઘંટા, બાંગ, બૂમો ચિચિયારી-અલ્લા ના સાંભળશે.
પાપની માફી માગે કાયર, કરજોડીને પાપી:
ભક્તની અરજી જે નહિ સુણે, તારી શું સાંભળશે?

ફિલસૂફીનાં ઓસડિયાંમાં, અમી શું મળશે પીવા?
બ્રહ્મતણો ભ્રમ પાખંડી, કે, રાખે પાગલ જીવા!

પંડિત, ફિલસૂફ, ધર્મીની કોઈ સાંભળશો નહિ વાણી :
મોજતણી મદિરા મૂક મુખે, મોત ભમે મરજીવા!

ઓમર ! તું આસ્તિક હશે, પણ, તારો અલ્લા જુદો.
તું દારૂડિયો હોશે, તો પણ દારૂ તમાશો જુદો,
મદિરાક્ષી કો પ્રીતના જામે મોજ મદિરા નામે–
પી લે માનવી એ પણ મદિરા, નશો ચઢે નહિ જુદો.

સાચી વાણી તું ઉચ્ચારે, લોક તને ધુતકારે:
તું તો કબરમહીં સૂતેલો – છો આલમ ધુતકારે:
કોઈ તને સૂફી ગણતા, ને, કોઈ કહે તું કાફિર,
અલ્લા સાથે લડજે ઓમર! એ તુજને ધુતકારે.



## ફેરફાર

જે આંખે ભરતી નથી ક્ષણમહીં, ને ઓટ બીજી પળે,
ના અંબુ ઘુઘવાટ ઘોર કરીને, ઉત્તુંગ જે ઊછળે,
વિચિ, વિભ્રમ, કે તરંગ નહિ જ્યાં–તે સ્થિર પાણી વિશે,
આજે ગાજી રહ્યો કરાળ વસમો નિનાદ ત્યાં શા મિષે?

શાંતિ, ધૈર્ય, સહિષ્ણુતા સહજ છે, જેના સ્વભાવે સદા,
ગ્લાનિનો અતિરેક જ્યાં નથી, અને, ના હર્ષનો યે સદા,
એવા પ્રજ્ઞ સ્વભાવની સરળતા, ને, સ્થિરતા ક્યાં ગયાં?
ને, આજે પરિતાપ, કષ્ટ, કટુતા, ત્યાં શીદ વ્યાપી રહ્યાં!





ચિત્ર ૪૩

# ભગવાન

અય ફકીરો, ઓલિયાઓ, જઈ કહો ભગવાનને,
આ જહાંની માટી પર, તારી અપેક્ષા થઈ રહી.

દુનિયા ઘડીને તું દુવાગીર, બેસી રહ્યો બેહિસ્તમાં
તું છો રહે પરદેનશીન, તુજ ચિત્રલેખા થઈ રહી.

હે! દસ્તગીર, સમ્રાટ્, ઈશ્વર, તુજ ગુલબદન કેવું હશે?
છો ના કદે–આલમ ઉપર, તુજ શિલ્પલેખા થઈ રહી.

આ પીર, ને, પયગંબરોથી, વિશ્વ તો વહેમી બને;
આલમને અલ્લા તુજની, એકાકી ઈચ્છા થઈ રહી.

તેં જીવ દીધો, જીવન દીધું, ત્રિભુવન કીધાં તૈયાર તેં,
તેં સર્વ આપ્યું છે ખુદા, પણ એક ભિક્ષા રહી ગઈ.

આ વિશ્વના વર્તુલમહીં, વિધવિધ ભરી તેં વાનગીઃ
તું વિશ્વકર્મા ક્યાં હશે, તેની સમીક્ષા થઈ રહી.

જ્ઞાનેશ્વરીઓ જ્ઞાનથી, ને, ભક્તજનં ભક્તિ થકી.
પાક પરમેશ્વર ઢૂંઢેઃ તારી પરીક્ષા થઈ રહી.

છે વિશ્વ, પણ ક્યાં વિશ્વકર્મા? છું હું પરંતુ તું કહાં?
એ હું–ને–તું બે એક છે, અદ્વૈત શિક્ષા થઈ રહી.

વમનાર ન્હાનો ગોપીમાં છાનો ગયો વૈકુંઠમાંઃ
વ્રજવાટમાં તારી કનૈયા! જો પ્રતીક્ષા થઈ રહી.

તારું નહિ પણ તુંહિ તું–પ્રતિપત્તિ નહિ પણ આકૃતિ,
ઢૂંઢિયે ત્રિભુવન અમે તુજ દિવ્ય રેખા ક્યાં રહી?

# જ્ઞાનના ગિરિશૃંગ ઉપરથી

વિરાટ્ વિશ્વની ગોદે રમતાં બાળક પાડે ચીસ,
ધરતીમાનો પાલવ પકડી બાળક કાઢે રીસ.
વસંત, વર્ષા, ને, હેમંતે, સજીને નવતર વસ્રો,
ગ્રહમંડળને ચોકે કૂદતી ધરણિમા દિનનિશ.

કોણ ધરિત્રી? તે નહિ માતા; તે તો ધૂળ, ને, પત્થર.
જીવ વિનાની, તોય સહેતી - જયીને હાથે ઝમ્મર.
આજે મારી, કાલે તારી, થાય નહિ કદિ કોની!
તો પણ જનતા, જનપદ, જનની કહી પૂજે જીવનભર.

દેશ, પ્રદેશ, વિદેશ, સ્વદેશ મહીં નહિ ભેદ લગીરે
સરખો સ્વાગ દીસે છે સઉના પત્થર, માટી, નીરે.
જમીનના જુદા ટૂકડાઓ હાથ ધરી માનવીઓ,
'આ મારો' કહી રહ્યાં છે રાખી ખોટી ખુમારી શિરે.

સઉ પાણીના બિંદુ સરખાં, રજ સરખી સઉ ધૂળની.
સઉ પત્થરની કાંકરી સરખી, સર્વે એક જ કુળની.
માનવ-પાંદડીઓ ખીલે છે વિશ્વતણા ઉપવનમા,
રંગ જુદા જુદા પણ પાંદડીઓ છે એક જ ફૂલની.

ધરતીમાના કટકા કરીને, વાડ બનાવી લોકે,
તે કટકાને જનમ ભોમકા, માત મનાવી લોકે.
વાડ કરીને વેર વધાર્યાં, લાડ કરીને લિપ્યા,
માટી માટે માનવતાને છેક હણાવી લોકે,

જે ઘરમાં તું જનમ્યો તેથી, તે ઘર છે નહિ તારું.
મારું તારું કરીને તારો જીવ દૂભાળે શા સારુ?

ચોખ કરી દે એક વખત કે, જગતતણા ચોખૂંટમાં
ભૂતળ, ભૂધર, ભૂ આ વિશ્વે સઉની ભૂતિ સારું.
જરથી કે જીત્યાંથી જેનો વિક્રય થાય પલકમાં
નૈતિક દૃષ્ટિથી તેની નહિ કિંમત હોય ખલકમાં
એક પલકમાં ચલક જશે, તું કહાં તલક બલ રાખે!
મનને રાખ ખલકમહીં, છો પગ છે એક મુલકમાં.

ધરતીથી મન છોડી દઈને, મન જોડી દે વિશ્વે,
ધરણિપરની પ્રીત સ્વારથી, માનવતાની વિશ્વે.
માનવતાનો પ્રેમ જહીં છે–જહાં બને ત્યાં જનની.
જાતિ, જન, જનક, ને જનની સઉનાં એકજ વિશ્વે.

ભૂતકાળમાં યુદ્ધ થયાં છે, તેની પીડા આજે,
ભવિષ્યમાંહી યુદ્ધ થશે, તેની તૈયારી આજે,
નરનારી દુખિયારાં થઈને પાડે સઉ ચિચિયારી:
'ક્યાં છે શાંતિ?'–તે સઉ મુખ પર છે લાચારી આજે.

વિશ્વપ્રેમની વાત વૃથા છે, યુદ્ધકથા જ્યાં નિશદિન,
શતાંશ શાંતિ જીવે, ચાલે જંગ જુગોથી ભયહીન.
ધર્મ, શાંતિ, માનવતા, જાતિ, વિશ્વપ્રેમ, સમૃદ્ધિ,
કાવ્ય, કલા–ની કાયા ઉપર ટાંપે ખૂની સંગીન.

પેટ કરાવે વેઠ ભલે – આ લોભ કરાવે ક્ષોભ.
કાયાને છે અંત ભલે, પણ માયાને નહિ થોભ.
ઓભાથી છો કાયા કંપે, ઝોખાં છૂટે અંગે,
નેવ ઉપર શાંતિ સૂતેલી, યુદ્ધ ઊભું છે મોભ.

રામસમા રાજવીઓ મૂઆ, સીતાસમી સઉ સતીઓ,
ઋષિ, મુનિઓ, સંત, તપસ્વી, જ્ઞાની, ધ્યાની, યતિઓ.
ખાંજીગર, સોદાગર આજે રહ્યા જગતમાં બાકી,
સમાજ વચ્ચે વટમાં ફરતાં, આજે નટ, ને, નટીઓ.

ધરમ ગયો છે અંતરમાંથી, શરમ ગઈ છે આંખે,
નીતિ ગઈ વ્યવહારમહીંથી, કોઈ ન પ્રીતિ સાંખે.
સત્તા, સાહ્યબી, સ્વાર્થ, સંઘર્ષણુ, ભૂતલમાં પથરાયાં,
શાંતિ શહીદ થઈને મરતી, ઝેર વેરને વાંકે.

અસિઓના ચળકાટમહીં, ને, બંદુકતણા અવાજે,
ઘોડાના ઘોંઘાટ ખૂંખારે, બરછી, બખ્તર સાજે.
મંદિરમાંના ઘંટારવ, ને, મસ્જિદમાંની બાંગો,
આરતી, આરજૂ, આરાધન સઉ ઝાંખાં પડીને લાજે.

વિશ્વ બધું આશાભર દોડે, ભાવિના મારગમાં,
પાઈ મદિરા સંતે તેથી જોર હતું ડગડગમાં.
થોડે જઈ થંભી જાશે શું વિશ્વની આ વણઝારો?
શિરમાં જ્યારે ઝેર વ્યાપશે, લોહી ભરાશે દૃગમાં.

પ્રેમ, દયા, બંધુત્વની વાતો કરીને મૂઆ જીસસ,
સાદી, સીધી, શુદ્ધ વાતથી, માણસ થાય નહિ વશ.
સંત, ભક્ત, કૈ પ્રભુના બંદા, સાધુ શહીદ થયા'તા,
રાજનિયંત્રણુ કરનારાઓ ગઠડીમાં બાંધે છે યશ.

ધર્મધુરંધર, શૂરવીર, નરવીર ઊભા ત્રાડો પાડે,
રાષ્ટ્રપતિઓ, રાજપુરુષો, બેઠા આંખો કાઢે.
વિશ્વશાંતિની વાત કરે છે, વાતૂડિયાં વાયજમાં,
ને બાજીગર વિશ્વયુદ્ધના પથ પર પગલાં માંડે.

સસલા જેવો બાહર લાગે, સાવજ જેવો અંદર,
જાત ભલેને ઝેરીલી પણ વાત કરે છે સુંદર.
વિશ્વતંત્ર વિધાયક પાકયા, એવા જનની કૂખે,
બકયોગી, ને, તકસાધુઓ, અજમાવે છે તકદીર.

માટીના માનવને મનમાં લાગે માટીની લગની,
જર જવાહીર, જમીન, જોરુમાં વીતે દિન ને રજની.

વિશ્વપ્રેમ ક્યાં? વિશ્વશાંતિ ક્યાં? ક્યાં બંધુત્વ? સઉ છે ઢાળ,
પરાર્થ કરણી એક તસુની, સ્વારથની ગજગજની.

સંતોની પોઢી છે કાયા-વાણી પોથીમહીં સૂતેલ,
કોઈ બિચારાં મૂર્ખ માનવી અર્થ, બોધ, ત્યાં ગોતી રહેલ.
કણશેને ખૂંદીને ચાલી મસ્તીમાં પામર વણઝાર:
નીતિબોધનાં પુસ્તક પાનાં ફાટ્યાં તૂટ્યાં ઊડી રહેલ.

શિર પર હાથ ધરી હું બેઠો જ્ઞાનગિરિના શૃંગ ઉપર,
ક્ષુદ્ર ક્ષુભિત માનવની આજે જોઈ રહ્યો છું અવર જવર:
એક દિશામાં, એક માર્ગ પર, ચાલી રહી માનવ લંગાર,
ક્ષણભર પણ નીચે નહિ ઉતરું, ઉન્નત બેઠું જીવનભર.



## મારો ગુણ

જે મારો ગુણ ગૂઢ રહે,
તે ગુણ ગુણ હંમેશ રહે.
તે ગુણનો હું ગર્વ ધરું,
તે ગુણ ના કદી વ્યક્ત કરું.

## જીવન-સૂત્રો

અતિ આનંદમાં મસ્ત, બેઠા'તા કોઈ માનવી,
હિમાદ્રિ-શૃંગ· ત્યાં ઊંચે, વહે સાંનિધ્ય જાહ્નવી.

ગયો હું તેમની પાસે, શિર નીચું કરી નમ્યો,
પગધૂલિ ધરી માથે, તેથી હું તેમને ગમ્યો.

ધન્ય છે જિંદગી મારી, સાધુ-સત્સંગ ધન્ય છે,
કાજ આત્મોન્નતિ સાધુ સંગતિ અગ્રગણ્ય છે.

જાહ્નવી-સ્પર્શથી સારાં પાપ ધોવાઈ જાય છે,
સાધુની દૃષ્ટિના સ્પર્શે પાપ તો ભસ્મ થાય છે.

ક્ષુદ્ર, અજ્ઞાની, હું ભીરુ, શુદ્ધ ના મુજની મતિ,
યોગીને દ્વાર હું આવ્યો, જેમ કો શરણાગતિ.

ન જાણું શું થયું'તું, ને, થવાનું શું ન જાણું, હું
હતું શું સત્ય-ના જાણું, ધર્મમાં નહિ માનું હું.

લખ્યું શું ભાવિમાં મારે, લખ્યું શું જન્મ-અક્ષરે?
તમારી દૃષ્ટિ તો ઊંડી, ભાવિમાં પણ ઊતરે.

પૂછું ના પ્રશ્ન એકકે હું, આપજો પ્રભુ ઉત્તર,
યોગી સાનિધ્યમાં પ્રાણી થાય છે સદ્ય નિર્ભર.

વર્તમાને રહેનારા, ભૂતકાળે રહો તમે.
ભાવિમાં દૃષ્ટિ નાખીને, વર્તમાન રચો તમે.

હસીને જોયું આકાશે, કે, ત્યાંથી પ્રેરણા મળે,
વદ્યો યોગી હસી મંદ, વદે છે પ્રેરણા ખળે.

નથી હું યોગી, કે ભોગી, આત્મજ્ઞાની ય હું નથી,
નથી વિદ્વાન, કે દંભી, મારી છે શુદ્ધ ના મતિ.

પૂછ્યું છે તો સુણી લેજે, કહું છું વાત જે તને,
રુચે તે સંઘરી લેજે, બાકીની આપજે મને.

પ્રભુને શું પડી તારી, નિત્ય, કે, ચોપડા લખે,
જમે ઉધાર નાંખીને, તાહરાં કૃત્ય સાચવે?
ગ્રહોને શું પડી તારી, કે, તારા જન્મને દિને,
નિર્ધારે ભાવિ તે તારું, બેસીને તુજ આંગણે.
વર્તમાને જીવી જાણ, ભૂતકાળ ભૂલી જજે,
નહિ ઈશ્વર, કે ના તું, ના કિસ્મત ભાવિને સૃજે.

દયા, ને, દીનતાથી ના, લોકકલ્યાણ થાય છે,
ખરો કલ્યાણનો પથ વિશ્વની માંહ્ય ન્યાય છે.

બીજાંની ભૂલને માટે, માફી તેને ન આપવી.
પોતાની ભૂલને માટે, માફી ના કદી યાચવી.

મિત્રાચારીતણો હેતુ, મિત્રને ઠગવા તણો,
મિત્રાચારી નથી સાચી, સાચા, ના, સ્નેહીસુહૃદો!

જંગલી દેશના લોકો, ખાય છે એકમેકને,
સંસ્કારી લોક, આ વિશ્વે, ઠગે છે એકમેકને.

વસ્ત્રસદૃશ છે નીતિ, ઢાંકે કુરૂપ અંગનું:
ના તેવા દંભી લોકોનો કોઈ દિ કર સંગ તું

બુદ્ધિશાળી દીસે તે કૈં, બુદ્ધિવાળાં નથી બધાં,
મૂર્ખતા ઢાંકવાની છે આવડે તેમને કળા.

ખોટા છે ખડ્ગધારી તે, ખડ્ગને રાખીને ફરે:
બુઠ્ઠી બુદ્ધિ 'સદા વિશ્વે, સ્વાંગ તો બુદ્ધિનો ધરે.

નવાં વસ્ત્રો સજી અંગે, સજ્જનો સાંજને સમે,
બુદ્ધિકેરાં જૂનાં પાનાં, નવા ઉત્સાહથી રમે.

ઘણાં છે માણસો એવાં, બધીયે વાતમાં સદા,
ગમે ત્યાંથી લઈ આણે, અહુંને વાતવાતમાં.

બધી નિર્દોષ વાતોમાં, અર્થ તે કાઢવા મથે,
બધી નિર્જીવ વાતોને, અર્થવાહી ગણી કથે.

હાસ્ય, વિનોદ, કે, ટીકા, સદ્ય દે દંશ તેમને,
રક્તપિત્તી સ્વભાવોને, સ્પર્શ મીઠો ય ના ગમે.

નહિ જેને કંઈ કામ, કદી ના નવરો પડે,
મળે જો કામ તેને તો, બધેથી આપદા નડે.

વિના માંગ્યે ન કોઈને, આપજે ધન તાહરું,
વિના વિચાર કોઈને, આપ ના મન તાહરું.

હતો તેવો રહેજે; ના સ્વાંગને સત્ય માનતો,
તારા સંસારને શાને, નાટ્ય શાળા બનાવતો?

નગ્ન તો છે નર્યું સત્ય, સાચું વ્યક્તિત્વ નગ્ન છેઃ
દીપે ના વસ્ત્ર તે બેને-જે જાણે જન પ્રજ્ઞ છે.

ઉદાર ચિત્તના લોકો, કરે ના કોઈની ટીકા,
પરંતુ, તે સદા ઈચ્છે, અન્યથીયે ઉદારતા.

બહુ ડાહ્યા જનો બેઠા હોય તો ત્યાં જતો નહિ;
અને, જો જાય તો તારી બુદ્ધિ દેખાડતો નહિ.

બધાયે મૂર્ખ જ્યાં ભેગા મળી સંતોષ માનતા,
પ્રજ્ઞ જો જાય તો તેને મૂર્ખમાં જ ખપાવતા.

નોટનું નાણું જ્યાં ચાલે, સોનાની પરવા નહિ,
નોટના દાગીના પહેરી 'સજ્જનો ફરતા અહીં.

સુંદરીઓ તણો સંગ ભલેને તુજને ગમે,
જોજે કે નારીના રંગે બુદ્ધિ તારી નહિ રમે.

મોહિની નારીની છાને તુજની આંખને ગમે,
બુદ્ધિનાં ચક્ષુ નારીને, વિશ્વમાં કદિ ના મળે.

તરંગો છે ભલે રમ્ય, કિંતુ સાગર તે નથી:
મીઠી માનુનીની મસ્તી, બુદ્ધિની અસ્તિ ત્યાં નથી.

મીઠી વાણી અને હાસ્ય, નેનના ચમકારથી,
નારીથી મેળવે તો – લે સ્વીકારી ઉપકારથી.

કટુ વાણી, તિરસ્કાર, અટ્ટહાસ્ય મળે તને,
નારીથી – તો સ્વીકારી લે, ઓછું ના આણતો મને.

ભરેલા વિશ્વમાં સારી નારી શું એક હોય ના,
કે તારા દિલની સામે પ્રેમદૃષ્ટિથી જોય ના?

બધા છે પાંગળા લોકો, સ્થિરતા ના ધરી શકે.
ધનના લાકડી – ટેકા વિના તે ન ફરી શકે.

પ્રેમ ના રાખતો લોકે, ધિક્કારે રાખતો નહિ,
બહુ ના બોલતો, ને જે, સુણે તે માનતો નહિ.

છુપાવે વાત શત્રુથી, મિત્રથી ય છુપાવજે,
છૂપી જે વાત તેને તું, હમેશાં કેદ રાખજે.

ખોટું નાણું સદા દે છે સજ્જનો મુક્ત હાથથી.
તેવી રીતે, વિવેકે તું વર્તજે મુક્ત ચિત્તથી.

કલા જે મૌનમાં છે તે, નહિ વાચાળતા મહીં,
મૂર્ખાઈ, મૌન છુપાવે, વાચા તે દાખવી રહી.

નિર્માતાં તુજના દાવો, પ્રતિસ્પર્ધીની ચાલપર
વિધાતા તું નથી તારો, નિર્મ્યું ના ફળ કર્મ પર.

કાળનું જે કરે દેવુ, વ્યાજ તો આપવું પડે,
અકાળ કાર્ય જે થાય, તેને સિદ્ધિ નહિ જડે.

લોક ભૂલો કરે સાથે, તેથી કૈ ભૂલ ગુણ ના
અધાય લોકમા અક્ષી, એકરગી અપૂર્ણતા.

દુષ્ટકર્મો ભલે બીજે ભવે ભોગવવાં પડે.
પરંતુ મૂર્ખતા કેરા ફળ તો તુર્ત સાંપડે.

નહિ આનંદ કિંતુ તું દુખકેરી વિમુખતા
સદાય વાછજે જેથી સતોષી તું રહે સદા.

સુખ છે સ્વપ્નુ ને દુ:ખ સાચું આ વિશ્વમાં રહ્યુ,
નહિ સસારમા સાચુ કોઈને સુખ સાંપડ્યુ.

જિંદગી સિંધુના જેવી, તેને તો તરી જાણવી:
નહિ તે ભોગને ભેટે, તેને તો વેઠવી રહી.

ગગાનીર વહે મદ, મંદ, મદ સમીર જ્યાં,
યોગી ધીરે વદે વાણી, નમે છે મારું શિર ત્યાં.

*  *
*

## ઉદારતા

કેવો છે વિભુ તુ ઉદાર!
ઔદાર્યે કરતો સહાર!

## મનની વાતો

તારા મનની વાતો જ્યારે તુજથી નહિ સહેવાય,
મનમાં જન્મી, મનમાં ઉછરે કોઈને ના કહેવાય,
કહ્યા થકી પણ ના દિલાસો–કોઈથી નહિ સમજાય,
ને, મન તારું ઊભરાય,
ને, તન તારું ગભરાય.
"તરંગ સાગરના ના કહિયે, નદી – ઉરે લહેરાય,
ગંભીર નાદ મૃદંગ તણો, તે વીણા ક્યાંથી વાય?"–
તે, જો તારાથી સમજાય,
ત્યારે તું નહિ
તને ભૂલી જઈ,
બીજાં પાસે તારા મનની વાતો કહેવા જાય.

એકલ, ઘોર, ગભીર સૂતો છે સાગર અવનીમાંહ્ય,
સાગર – ઉરની ઊર્મિ પાછી, સાગરમાં શમી જાય,
તે સાગરની ઊર્મિ કોઈથી ઝીલી ના ઝીલાય,
ના, સાગર નાખે હાય,
કે, કરુણ ગીતો ગાય!
લહરી આવે, તરંગ આવે, કે, આવે તૂફાન,
ઉદધિ – ઉર પર રમવા શમવા, તેનું છે નિર્માણ –
તેનું થાય તને જો ભાન,
ત્યારે તું નહિ
તને ભૂલી જઈ,
મૂઢ સમો બેસી સંસારે ગાય દર્દનાં ગાન (ચિત્ર ૪૪)

## ફૂલની માળા

મળી મને ફૂલની એક માળા,
તાજાં ફૂલો, ને વળી છે સુંવાળાં.
સેવા કીધી કોઈની કોક દિ મેં,
સેવા કીધી બુદ્ધિથકી વદીને–

તેનો પુરસ્કાર મળ્યો હતો, આ;
ઉપકાર ખાલી કદિયે જતો ના.
સુવાસ, ને, સુંદરતા ભરેલાં,
ફૂલો પદાંકે પ્રભુને ધરેલાં.

દેવો કરે ના ફળની અપેક્ષા,
પામે પરંતુ ફૂલકેરી ભિક્ષા.
હું સંત છું, દેવ છું, કે ન જ્ઞાની,
સેવા કીધી ના કદી મેં પ્રજાની.

છતાં મને ફૂલની જો પ્રસાદી,
મળે, સ્વીકારું મૂક આર્દ્રતાથી.
ફૂલોમહીં છે ફળ ભાવનાનું,
જેનું રહ્યું તત્ત્વ હમેશ છાનું–

ભક્તિ, ભરોસો, વળી ભ્રાતૃભાવ,
કે, અર્ઘ્ય, પૂજા, પ્રીતનો જમાવ;
બે દિન ખીલી કરમાઈ જાશે,
સુગંધ રહેશે, ન, હંમેશ શ્વાસે.

શાશ્વત ન ફૂલો, નહિ તે સુવાસ,
શાશ્વત નથી કીર્તિતણો પ્રવાસ.
ક્ષણિક વસ્તુ સઉને ગમે છે;
જ્યાં કીર્તિનો હાર ગળે રમે છે.

# આર્યાવર્ત

જ્યાં છે સુમન, જ્યાં છે સુમન, ત્યાં ત્યાં રહ્યું આખું ચમન,
જ્યાં એક આર્ય વસ્યો હશે, ત્યાં ત્યાં રહ્યું માદર વતન.

સંસ્કાર વર્ષોના જહીં, ઓઢે ન મૃત્યુનું કફન.
પરદેશી લાખો સંસ્કૃતિનું જ્યાં થયું કબ્રે દફન.

એ કુલીનતા, એ સંસ્કૃતિ, એ વેદ ગીતાનાં કવન,
એ ધર્મ, ને નીતિ તણું સાદુ કવન, સાચું શ્રવણ.

એ ધર્મનિષ્ઠા, પાઠપૂજા, યજ્ઞ, હોમ, અને હવન,
આ આર્યભૂમિ આલમે, સાચી રહી દાર-અલ-અમન,

દાર – અલ – અરબ કયાંથી બન્યું, આ વિશ્વશાંતિનું ભવન!
ચોપાસથી શીદને ફૂંકે છે, ક્લેશનો ઊનો પવન!

વાંચું ગીતા ને ઉપનિષદ, ને ધમ્મપદનું હું કવન,
ને, વેદ, શ્રુતિ, ને સ્મૃતિ, ને ગાંધીનું જીવનકથન.

તે ધર્મના ગ્રંથો મહીં, સ્થાપત્યમાં, મંદિરમાં,
મૂર્તિ, નદી, ને ધેનુમાં, સુન્દર તણા તે તારમાં,

એ આર્યતાની શાખમાં, કાને પડે આદિ વચન,
કે સત્ય, ને, બીજી અહિંસા, આર્યતાનું છે જીવન



## આપ્યાથી વધુ લીધું

આખી જિંદગી લઈ શું કરશે?
લીધું ભોગવની.

તુજને શું કહું? માનવી! તારે,
સંચયની છે લગની.

તું જ અસંતોષી જીવડો છે,
પ્રભુને હાથ હજારો!

વિભુ ઇચ્છે તો એક જ પળમાં,
ભરે ખજાનો તારો.

દિવ્ય શક્તિમાં આસ્થા તુજને,
પ્રભુ છે એવો દાનો,

તે આપે તો આપ્યાં કરશે,
ભરશે તુજ ખજાનો.

ઊડતી વાત સુણી કે હરિને,
હાથ થયા છ કરોડો!

એ હાથે લેનારા, હાવાં,
ધન લેવાને દોડો!

સઉ દોડ્યાં, ને, તું પણ દોડ્યો,
દેનારો નહિ થાકે,

લૂંટ ચલાવી લેનારાએ,
ધનનો ઢગલો ઝાંખે.

લક્ષણ લેનારાનાં એવાં,
લેવાથી નહિ થાકે:
"લાવ! લાવની!" કહીને લીધું,
છો દેનારો થાકે.

ઢગલે ઢગલે સોનું ચઢતું,
જીભથી 'બસ' નહિ કીધું.
દેનારો વળી વળીને બોલે:
"ભોગવની જે લીધું."

ને, લાખ હાથથી દેનારાએ,
કરોડ હાથથી લીધું.
એક પલકમાં ડુંગર ડોલ્યો,
દીધાથી વધું લીધું.

*

* *

## ભૂલ

દીવા જેવી ખુલ્લી, નયનથકી દેખી, અનુભવી
અરે, એવી વસ્તુ પડતી પણ જુઠી જગમહીં.
જૂઠાં, તંદ્રાઘેર્યાં નયનથી નિહાળ્યાં મૃગજળો;
અશક્તેંદ્રિયોથી પ્રતિદિન કરું છું બહુ ભૂલો.

## અભાગીની આશા

દેખ અભાગી! જીવવું છે તો
ખાલી જીગરને હસવા દે,

કિસ્મતના કાળા કૂતરાને
તારી પાછળ ભસવા દે,

બેસી રહ્યો શીદ, ઊઠ ઊભો થા!
તું પંડે તુજનો દીવડો થા!
કિસ્મતથી આગળ ચાલીને,
કિસ્મતથી ય વડો થા!

હામ, જોમ, ને, અસ્મિતાને
અંતરથી નહિ ખસવા દે!

આવ્યું તમસ તો દીપ ધરી દે,
ધમ્મમસતો જુવાળ તરી લે,
ધીરજ, ને મમતાથી પ્રાણી!
પુરુષાર્થે તું પ્રાણ ભડી લેઃ

વણ માગેલું દુઃખ જો આવ્યું,
અંતરમાં નહિ વસવા દે!

*

# મને ક્યાંથી મળે મારો નાથ?

વૃક્ષ, ને, વેલની વિશ્વનીમાંહી, દેખી રહ્યો રળિયાત;
એક ન તારું કણુસલું, કે, તરણું આવ્યું હાથ.
મને ક્યાંથી મળે મારો નાથ?

આભે મેં ચાંદાની જ્યોત નિહાળી ગાળી અંધારી રાત,
એક ન ન્યાળી આંગળુ મળતી, દીવાની નાજુક વાટ.
મને ક્યાંથી મળે મારો નાથ?

બેઠો હું ઘેરા સાગરસુરનો, મેળવવા ગૂઢ નાદ.
એક ન મારા કર્ણે આથડતો, તારાં ઝરણાંનો સાદ.
મને ક્યાંથી મળે મારો નાથ?

પોથીનાં પાનાંને વાંચીને થાકયો, ખેડયા સમુદર સાત.
એક ન વાંચ્યું નામ મેં તારું, ખેડી ન મારી જાત.
મને ક્યાંથી મળે મારો નાથ?

ઊંચે આભે મેં આંખ રાખીને, બોલાવ્યા દીનાનાથ.
નેન ન અંતર આભમાં વાળ્યાં, ન્યાળવા વિશ્વનો તાત.
મને ક્યાંથી ;મળે મારો નાથ?

તર્કના દોરડે કિશ્તીઓ ખેંચી, એક ન લાંગરે તીર.
ભક્તિથી ભાવિક નાવે બેસીને, તરિયો સાગર નીર.
મને ક્યાંથી મળે મારો નાથ?

જ્ઞાનને દીવે શ્રદ્ધા નિહાળી, શ્રદ્ધા ન આવી હાથ,
શ્રદ્ધાની આંખે નાથને જોયા, નાથ થયા સાક્ષાત્.
મને ત્યારે મળ્યા મારા નાથ?

*

## આથમતે દિને

દિ આથમ્યો છે !
તું આવ રટવાને,
હરિનું નામ! હરિગુણગાન ભજવાને!
અંદર મંદિરમાં તું આવ,
અંતરને હરિનામ સુણાવ,
ભવસાગરને તરવાને!
સાગર ઉપર નાવ દડે છે,
'હરિ' 'હરિ' અંદર સર્વ વદે છે,
'હો ભગવાન!'
'સિયાવરરામ !'
પાર જઈ હરિ મળવાને!

દિ આથમ્યો છે!
તું આવ સજવાને!
દિલ શૃંગાર! શયન શણગાર કરવાને!
અંતર મંદિરમાં પુકાર,
પ્રીતમ કેરો જય જયકાર!
માઝમ રાત વિહરવાને!
સાંનિધ્યે પ્રીતમ રાખીને,
ગોદમહીં તુજ શિર નાખીને,
આ લિં ગ ન થી
તન, ને, મનથી
પ્રીતમ સાથે એક થવાને!

દિ આથમ્યો છે!

તું આવ ત્યજવાને,
કોમળ કાયા! જગજન માયા મૂકવાને!

મૃત્યુ લઈ ને આવ્યો કાળ,
ભડભડ તુજ કાયા ને બાળ.

આત્માને નહિ અડવા દે!
દેહથી પ્રાણ વિખૂટો થૈને,

મહા પ્રાણમાં મળશે જૈને,
એક જ્યોતમાં

એક શ્રોતમાં
અસ્તિ તારી વિસરવાને!



## પરદેશી સત્તા

મારુ છે ધન, માલિક ખીજે,
જ્યમ માશૂકનો આશક ખીજે.
પરણ્યો ઇચ્છે છે સહવાસ:
આશક ઇચ્છે સ્થૂલ વિલાસ.

## નૈનીતાલના માર્ગપર

ચોતરફ ડુંગરા સાત ઊંચે ઊભા, મધ્યમાં નૈની નામે સરોવર,
ચાર બાજુ તિબેટી મહીં માર્ગ પર, એક હારે ઊભાં છે તરુવર.

સાંધ્યકાળે, અને, દિવસે માર્ગપર
લોકના થોક ત્યાં જાય ચાલ્યા,
સ્વર્ગની કિન્નરીઓ સમી સુંદરીઓ
તણાં જુથ મેં કાંઈ ભાળ્યાં.

લાલ રંગો ભરી ગાલમાં, સ્મિતથી ચિત્તને ચોરતી, સ્વસ્થતાથી,
ચાલતી, દોડતી, ગાતી, ને નાચતી કન્યકાઓ દીઠી મસ્તમાતી.

હાથ પર શ્વાનને દોરીને, ડોલતી,
મ્હાલતી, મોજથી ચિત્તહારી,
ઊનના વસ્ત્રથી વીંટીને દિલને
હાસ્ય વેરી જતી દીઠી નારી.

ને, જુવાનો, અને, વૃદ્ધ જોયા તહીં, સૈનિકો જેમ ચાલે અદાથી,
વસ્તિ ત્યાંની દીસે દૂર, ને, વેગળી જિંદગીની કૂડી આપદાથી.

સ્વર્ગ શું આ હતું? સ્વર્ણ રૂપેરી રંગો
ગ્રહે પૃથ્વી, ને, પ્રાણી માત્ર,
દૃશ્ય ત્યાં જોયુ મેં નૈનીના માર્ગ પર,
નેન થંભ્યાં, થયાં નમ્ર ગાત્ર.

બોજને દોરીથી મસ્તકે બાંધીને વસ્ત્ર ફાટયાં તૂટયાં નાંખી અંગે
કમ્મરેથી વળી બેવડા પ્હાડના મજદૂરો જાય છે ઉછરંગે.

*

## મુત્સદ્દી

સત્યથી ઊંધી જેની સદા છે દિશા, તે છતાં દીસતો સત્ય પંથે.
વાતમાં, વાક્યમાં, લેખ, કે, ભાષણે વાપરે શબ્દ તે 'સત્ય' અંતે.

સ્મિત છે ઓષ્ઠ પર, શબ્દમાં શાણપણ,
ક્રોધ જેને કદી છે ન જાણ્યો,
કોઈ સિદ્ધાંતને લોકમાં અફર, કે,
સફળ તેને કદી છે ન માન્યો.

વાત તે ગરીબની અશ્રુ સાથે કરે, ધનતણો છે છતાં તે પૂજારી,
એક છે અલ્પ તેની ક્ષતિ વિશ્વમાં-વાતને, વર્તને ના ઉતારી.

ભાસતો તે મૃદુ, શાંત, સોહામણો-
તે છતાં વર્તણુકે અહંતા;
કોઈની લાગણી, બુદ્ધિ, કે, કષ્ટની,
ચિત્તમાં સેવતો તે ન, ચિંતા.

સ્વાર્થથી, વેગળો સ્વાર્થ તેનો દીસે-સ્વાર્થ તેનો હતો એક સત્તા;
બુદ્ધિથી, દોરથી, જુલ્મથી જાળવે તે, પ્રભુતાભરી એક મત્તા.

બુદ્ધિને બંધને રાખીને તે ઠગે
લોકને, ને, ઠગે પડને પણ;
એ રીતે અચળ તે રાખવાને મથે
ચિર સત્તાતણું સ્વર્ણ આસન.

રાજના કારભારી અને મુત્સદ્દીના હતા દોષ આ છેક નાના,
કોણ જાણે, નરી આંખપર ના ચડે, હોય એવા બીજા દોષ છાના.

*

## ઐજનાથ

ગોમતીને તીરે, ઐજનાથે બનું આર્ય સંસ્કારની હું પ્રતિમા,
એક ક્ષણ આર્યતાનાં સઉ લક્ષણો દાખવું દીનતાથી કૃતિમાં.

શિવમંદિરમાં સ્મિત ઓષ્ઠે ધરી
પાર્વતીની ખડી મૂર્તિ પ્યારી,
દૃષ્ટિના ઘેનમાં આંખ સામે ઊભી
થાય છે પૂર્વની સૃષ્ટિ ન્યારી.

પર્વતે આપી જે રમ્યતા વ્યાપી છે પાર્વતીના અનુકૂળ અંગે,
પર્વતે દીધ જે ભવ્યતા, સિદ્ધ છે રમ્ય ઉમાતણા દિવ્ય રંગે.

બ્રાહ્મણી, વૈષ્ણવી, ચામુંડા, ને યમી,
જોઈ વારાહી, ઇંદ્રાણી મેં ત્યાં,
દિવ્ય દેવાંગના દેવીઓ દેખીને
અલ્પતા સાંપડે જ્ઞાનીને જ્યાં.

ત્રિભુવનપાલની રાજધાની સૂની–શેષ, મંદિર રહ્યું ઐજનાથે,
ગોમતી નીરને નીરખે તે નીચે, નીરખે ડુંગરા દૂર માથે.

ભક્તિ, ભાવિકતા, શક્તિ સાત્ત્વિકતા,
અર્પતી પાર્વતી માનવીને,
ગૌરવે હું નમું ગૌરીની મૂર્તિને,
હું નમું ગોમતી જાહ્નવીને.

ગિરિજાના ધણી, પાર્વતીના પતિ, ગૌર ઉમાતણા સ્વામી શંકર,
હું નમું દૃષ્ટિથી દેખી તવ દિવ્યતા, હિમગિરિ સમી, દિગ્દિગંતર.

*

# સ્વામી આનંદ

બાલસમ ગેલતા, ખુશીથી ખેલતા, હર્ષની હેલી વર્ષાવતા જે,
યોગનો ધર્મ, ને, ભોગનો મર્મ, ને, કર્મની સાધના જાણતા જે.

યોગીની યાતના, ભોગીની કામના,
તુચ્છ જેણે ગણી જીવને છે,
શાંત, ને, શુદ્ધ, સુહાગી, ને સ્વસ્થ,
જે આત્મમુકુરના દર્શને છે.

છે પૂજારી હિમાલયતણી સૃષ્ટિના, દૃષ્ટિ જેની ઠરે શિખરોમાં;
તે છતા જેનું અન્તર વસે દુઃખદારિદ્રયનાં માટી-થાપ્યાં ઘરોમાં

ચંદ્રિકામાં દીસે હિમગિરીતણી
મેખલા હર્ષને પ્રેરનારી.
અન્તરે જૈ વસી તેની આલેખના;
એક પળ જોઈ જ્યાં ધારીધારી.

ના ગિરિગહ્વરો, કે ગિરિ કોટરો, કે ગિરિશિખરો સિદ્ધ કીધાં,
મેં ન નિકટ જઈ હિમગિરિતણી રમ્યતાનાં અમીપાન પીધાં.

દૂરથી ભવ્યતા, રમ્યતા ગમ્ય જે,
તે નિહાળી થયો હું કૃતાર્થ;
વિશ્વમા થાય છે દર્શને તો ક્વચિત્,
તુચ્છ કો ' જિંદગી સદ્ય સાર્થ

સ્વામી આનંદને મેં નિહાળ્યા જરી, જેમ મેં હિમગિરિ નિહાળ્યો.
ચિત્તમાં યાદ એ શિખરોની લઈ, હું સુભાગી બની જાઉં ચાલ્યો.

*

# શિખરો

પુસ્તકે શિખરો, મસ્તકે શિખરો, લેખને શિખરો દસ્કતે છે,
હાલતાં, ચાલતાં, બેસતાં ઊઠતાં, ગિરિનાં શિખરો મસ્તકે છે.

બારી ખોલી દીધી, શિખરો મેં દીઠાં,
બંધ કીધી, ખડાં આંખ સામે;
હિમ જામ્યો હતો શિખરોને વિષે;
બુદ્ધિના દિલ પર બર્ફ જામે.

શિખરો પર ગયો, શિખરો મેં દીઠાં આવી ઉભો તળેટીમહીં હું,
જોઉં નીચે, હજુ શિખરો છે નીચે, ને ઊભાં શિખરો છે જહીં હું.

કોઈ અંગુલીથી શિખરો દાખવે,
તાણી કો આંખને તે નિહાળે;
માર્ગ નિર્દેશના પાટિયા પર લખ્યું,
ક્યાં હતાં શિખરો હિમમાળે.

અશ્વ, ને, દાંડીઓ યાત્રિકોને લઈ જાય ઉત્સાહથી શિખરો પર,
શિખરો પર જઈ યાત્રિકો જોય છે ઉચ્ચ હિમાલયે શિખરો પર.

પૂર્વમાં શિખરો, પશ્ચિમે શિખરો,
ઉત્તરે, દક્ષિણે શિખરો છે;
પર્વતે જો ચઢ્યાં તો પછી ચિત્તના
ચિંતને, લક્ષણે, શિખરો છે.

મેં જીગર શિખરોમાં પરોવી દીધું, ને, શિખરમય થયો કલ્પનાથી;
હું ઊભો શિર ઊંચું કરી વિશ્વમાં, ને, શિખર હું થયો સાધનાથી.

*

## ચક્ર

ઉર્ધ્વમાં મૂળ, ને, મધ્યમાં થુડ છે, પેડી પેટાળમાં વૃક્ષ શાખા,
વાક્ય છે જ્યાં પ્રથમ, તે પછી શબ્દ છે, તે પછી વર્ણ છે એવી ભાષા.

વૃદ્ધતા આદિમાં, ને યુવા તે પછી,
અંતમાં આવેનો બાલ્ય કાળ.
ભાવિ છે મૂળ, ને, ચાલુ છે મધ્યમાં
આખરે ભૂત – એવો ત્રિકાળ.

અબ્ધિથી નીસરી પાછી દોડે નદી, જાય ઉંચે ગિરિમાળ છે જ્યાં,
જ્ઞાન આવે પ્રથમ, તે પછી ભક્તિ, ને, અર્ચના આવતી અંત્યમાં જ્યાં.

મૃત્યુ પ્રારંભમાં, તે પછી જિંદગી,
જન્મ અંતસ્થ જ્યાં છે રહેલો,
કાળ, નિસર્ગ, કે, શબ્દ, પ્રાગટ્ય, કે,
સત્ત્વનો સ્રોત ઊંધો વહેલો.

એવી શું કલ્પના અર્થ વિહોણી, જો, આદિમાં અંતનો પ્રાણ રેલે?
ને, રહ્યું જન્મમાં મૃત્યુ, ને બીજમાં વૃક્ષની જિંદગી સદા ખેલે?

જ્યાં નથી આદિ, કે, અંત, ને તે છતાં,
ચક્ર બ્રહ્માંડનું નિત્ય ચાલે,
કેમ ત્યાં, ઉર્ધ્વ, કે, મધ્ય, કે, અંત, કે,
મૂળ, કે, બીજને ચિત્ત ભાળે?

ચંદ્રલેખા વધે, ને ઘટે, ને છતાં આદિ, કે, અંત છે ના શશિમાં,
એવું ચક્રીય છે સર્વ આ બ્રહ્મમાં–આદિ કે અંતની જ્યાં ન સીમા.

## દંભ

શક્તિશાળી, સુભાગી, અને સિદ્ધ તું, સુસ્મિતે તું સદા શુભ્રકાય,
નેનનું નૂર, ને, ચિત્તની ચેતના, અંગની શક્તિ આજે વિલાય.

તું સમાધિસ્થ આજે સૂતો કબ્રમાં,
તારી ખાંભી ઉપર ચક્ષુ ઠારી,
પાંગળો ધર્મ, ને, માંદલી માન્યતા,
અંધશ્રદ્ધા ઊભાં આંસુ સારી.

વૃદ્ધ જો કે થયો, શક્તિ તારે હતી, કોઇ યુવાનની મસ્તી જેવી,
ભૂત, કે ભાવિના કાળથી સ્પૃશ્ય ના, જેમ જોબનભરી હસ્તી તેવી.

બાળથી માંડીને વૃદ્ધ પર્યંત તેં
તારી સત્તા સદા છે જમાવી,
રાય, કે, રંક–ને સાધુ, શયતાન પર
મોહની જાળ તારી બિછાવી.

ચિત્ત મેલું ભલે, આંખમાં છે સુધા, મુખ પર રમ્ય છે હાસ્ય હેલા,
તેં તરંગો, ભમર, ભ્રાંતિ ઊભા કરી, સત્યનાં મૂલ્ય ખોટાં કીધેલાં.

સત્ય નૂતન ઊભું શાંત ગંભીર ત્યાં,
જ્યાં સૂતો આજ તું સોડ તાણી,
કોતરે અક્ષરો તારી ખાંભી ઉપર
દર્દથી બોલીને વ્યંગ્ય વાણી.

"દંભ તું તો જીવ્યો, જિંદગાની ઘણી, ધ્વંસ તારો થયો આજ જ્યારે;
સત્ય નૂતન હસે! સત્ય જૂનાં ભલે કબ્ર પર આવીને આંસુ સારે.



Rameshchandra J. Sh

# દયાળબાગની શિલ્પકલા

આજ તારી કલા વાપરે શિલ્પ–
સ્થાપત્યની સૃષ્ટિમા શીદ હિંદુ?

આજ તો કષ્ટની કેસુડી આંખનું,
ક્રાંતિકોણે ઠર્યું દૃષ્ટિબિંદુ.

ઉછળે સૃષ્ટિમાં નાદ ઘેરો કરી
કલ્પના ખંડનો સમ સિંધુ;

વાદળાં, ક્લેશ કંકાસ ને યુદ્ધનાં,
ઘનમહીં રાખતાં, ગુપ્ત ઇન્દુ.

કાવ્યની કલ્પના પત્થરે કોતરી,
ઊભી ઈમારતો મોગલોની;

સાક્ષી તે, સાહ્યબી, શક્તિ, સત્તાતણી.
ભોગની, ભૂખની કે ભૂલોની.

એક કો રાજવીની હતી લાલસા
નારીમાં તે થઈ મૂર્ત તાજે;

પ્રેમના વૈભવે બોલતા પત્થરોમાં
નહિ પ્રીતિનું દર્દ રાજે.

આજ કંડારી કારીગરે આરસોમાં
ફરી જાગતી થાય રક્તિ,

રાજવૈભવ સમા દેવ વૈભવતણી;
જ્યાં ન વિવેક, કે ભાવભક્તિ.

આ સમે પત્થરો ટાંકીને શીદને
શિલ્પમાં વૈભવો તું લુટાવે?
કાંકરાનાં કીધાં કીર્તિમંદિરને કાળ,
કાલે ધૂળિમાં મિલાવે.
આજ તો માનવીએ ધરી હાથમાં
બુદ્ધિ ચાતુર્યની લોહ છીણી?
જેથી કોરાયે કારીગરી માનસે
ભવ્ય વિચારની ઝીણી ઝીણી. (ચિત્ર ૪૫)



## ન્યાયાધીશ

સમત્વ બુદ્ધિ રાખીને સમસ્ત સૃષ્ટિને જૂએ,
ઉંચા-નીચા, ગરીબ-મીર છે સમાન દૃષ્ટિમાં.
મીઠી જબાન જીભની-તટસ્થતા નહિ ખૂએ,
અલિપ્ત, દીન ને કઠોર કોણ સારી સૃષ્ટિમાં?
બુદ્ધિના બજારમાંથી તે ગ્રહે છ તત્ત્વને,
શબ્દ જ્યાં હજાર ત્યાંથી અર્થ શોધી કાઢતો.
બુદ્ધિને પ્રમાણ માની, ના મૂકે મમત્વને,
કાયદાની ટોકને તે ન્યાયથી સજાવતો.

## નેતિ

ના! નથી! ને નથી! હું નથી! આ નથી! તું નથી! તે નથી–ના નકારે,
જન્મ લીધો, અને, જિંદગી જોઈ છે; મૃત્યુમાં હું મળું તે પ્રકારે.
દૃષ્ટિથી દેખતો, કર્ણથી સૂણતો,
જીભથી બોલતો વિશ્વદ્વારે,
હું નથી, તો પછી કોણ છે હું? સદા
'નેતિ, નેતિ' કહી જે પુકારે.

કોણ છે માનવી? જન્મ, ને, મૃત્યુ છે શું? અને શું હતી જિંદગાની?
વિશ્વ છે શું? અને વિશ્વલીલા! વળી શું વસુધાની વિચાર વાણી?
જે નથી, તે નથી, કેમ તે એમ જાણી
શકે, કે, નથી તે કથીને?
'છું નહિ' બોલતો તે યદિ તે નહિ,
કેમ બોલી શકે 'હું નથી' તે?

તત્ત્વના જ્ઞાનને ઠાંસી ઠાંસી ભરી જિંદગાની કીધી કેવી ભારી!
'નેતિ! નેતિ!' કહી, રેતી જેવી કીધી, ખેતી જે ખેડવા જેવી સારી.
મોજ, ને, મસ્તીને કામના ગોરસે
છે ભરી દેહની આ મટુકી,
કેમ તેને ધરે વેદના જ્ઞાનની
કામધેનુ કને જે વસૂકી?

હું ન મિથ્યા, અને, હું ન 'નેતિ' હતો, સત્ય છું, હું, અને, મારી કાયા;
સત્ય મિથ્યા હતું, જે હતું 'નેતિ'માં–સત્ય છું હું, અને, મારી માયા.



## તત્ત્વદર્શન

કોઈ આજે જુએ, કોઈ કાલે જુએ, કોઈને દેખવાની ન દાનત.
કોઈ જોઈ ગયા, કોઈ જોશે હવે, કોઈ જોશે કદી ના કરામત.

કોઈ જોઈ રહે, કોઈ જોઈ કહે,
કોઈને ગમ્ય છે ના સજાવટ,
કોઈ સાચું કહે, કોઈ જૂઠું કહે,
કોઈ તેને કહે છે બનાવટ.

કોઈ તો કોટીમા એક જોઈ કહે 'કોટી તો એકની છે રિયાસત.'
કોઈ તો એક રૂપે નિહાળી કરે એકને, ભિન્નરૂપે કિફાયત.

કોઈ તેની કરે છે ખુશામત, અને,
કોઈ તેની કરે છે ઈબાદત.
કોઈ તો તત્ત્વ જોયા વિના જાણીને
માણતા જિંદગીમાં જિયાફત.

ચર્મચક્ષુવડે કોઈ જોઈ જતા, કોઈને દિવ્યતાની ઈનાયત.
કોઈ તેની કરે છે હિકાયત, અને, કોઈ તેની કરે છે શિકાયત.

મેં શું જોયું-કહું? મેં શું જાણ્યું? કહું :–
જાણી ઈન્સાનિયતની ઈશારત.
જોવી મારે નથી, જોઈ છે મેં નહિ
બ્રહ્મની ભ્રાંતિમય કો ઈમારત.

બ્રહ્મને ભ્રાંતિરૂપે બતાવી પ્રભુ, તત્ત્વને રાખી મૂકે અનામત.
તત્ત્વની સંગ છે ના અદાવત, મને, કિંતુ, તે દેખવાની ન તાકત.

*

# મોહનની વાણી

મોહન વાત કરે હૃદયંગમ, સંગમ થાય સદા હિતકારી,
નીતિ, અને જગરીનિ મળી-ભળી, ધર્મ બને અતિ પાવનકારી.
વાણી સુભાગી વદે વીતરાગી-વહે વચને જીભથી સુર ગંગા,
મોહન વાણુમહીં કરી મજ્જન મેળવતા બળ રંક અપંગા.

શુભ્ર સરસ્વતી મોહન જીભ પરે વિહરી વહતી વરદાયી,
માનવીના જડ કર્ણવિવરની કોટરમાં થતી આર્ત દુહાઈ,
મંજુ તરંગ ઉઠી દિલને દ્રવતા; બનતા કદી તે સુખદાઈ;
વાણીનું વારિ સ્થગિત થતું, મૂળ મૃત્યુની માટીથી જાય ખિડાઈ.

મત્યુથી દેહ મરે, જીવ જાય, જબાનની નિર્ઝરિણી અટકે છે,
શબ્દનું નીર સરોવરમાં પડી રંગ અને રસથી ફટકે છે.
કિંતુ ન ગાંધી–ગિરા ગરવી ઉરના ગિરિથી ગરતી ખટકે છે,
ભારત ભોમ વિષે ભમી ભારતી આરત પામી હજુ ભટકે છે.

સાદ ભલે ન નિનાદ કરી નદી નીરસમો કરતો ચમકારા,
વાદવિવાદની છો ન્હૈ ત્યાં વીચિ જન્મ ધરી કરતી પડકારા.
વાણી ભલે નહિ આજ ધરે નદ પાણી પ્રવાહીની પાલર ધારા,
મોહન–વાણીનું પાણી સરોવર ચિત્તપથે પડ્યું નાખી પસારા.

મોહ પમાડતી, મોહ મટાડતી મોહનની મનમોહક વાણી,
આતમ, ને, મન તપ્ત કરી વળી તૃપ્ત કરાવતી રોચક વાણી.
વાચનું વાઙ્મય છો ન નચાવત નિર્ઝરિણી સમ મોચક પાણી,
મોહન–વાણી સરોવરનું હતું પાવક પ્રેરક ગોરખ પાણી.

*

## સ્વાર્થી

કોઈ પરમાર્થી કે'શો મને ના જરી, સ્વાર્થના વર્તુલે હું પડ્યો છું,
વર્તુલાકાર જે સ્વાર્થ – સાધુત્વનું ત્યાંથી બીજે નહિ આથડ્યો છું.

સ્વાર્થમાં છું પૂરો, સ્વાર્થમાં છું શૂરો,
ને અધૂરો હતો હું પરાર્થે,
જે કરું, જે વિચારુ, વદું તે બધું
મુજના હીણભાગી હિતાર્થે.

કોઈ જે વર્તુલે આવી સાથે વસે, તે મને છો કહે સાર્થસાધુ,
કિંતુ હું જાણીને વાણી સાચી વદું, હું પ્રમાણિક છું સ્વાર્થસાધુ.

કિંતુ, પરમાર્થનો અર્થ સાચો મને
છો જડે સાર્થ કો શબ્દ કોપે,
ના ચડે દૃષ્ટિ પર–મારી, કે, અવરની કો
ક્રિયા જે ભરી છે ન દોપે.

મારુ વર્તુલ છે સ્વાર્થનું નાનું, ને, કોઈનું હોય વર્તુલ મોટું,
હું ન જોઈ શકુ: કોઈ સદ્‌ભાગી છો વર્તુલકારની બ્હાર જોતું.

ચિત્તમાં કોઈના હિતના સ્પર્શથી
હું મને રાખું વંચિત જ્યારે,
હિત મારું કરું, ને, પરાર્થે નહિ
ચોંટતું સ્વાર્થી આ ચિત્ત જ્યારે.

ગાજી વાજી કદી કોઈ ભોળા ભલા માનવીઓ કરે છે પ્રશસ્તિ,
'સ્વાર્થી તું! સ્વાર્થી તું' આવીને કાનમાં ગણગણે વ્હાલથી એક વ્યક્તિ.

*

# પૂર્વજો

કોણ તારા હતા પૂર્વજો, જેની પાસે થકી તેં હતી શક્તિ તારી?
કેવી રીતે થઈ આવી સંસ્કારી સુડોળ સુભાગી આ વ્યક્તિ તારી?

તારી ઘડતર કથા કોક લેખિનીએ
કેવી રીતે લખી ભૂતકાળે?
કોણ એ પૂર્વજો બીજ રોપી ગયા
તુજ વિકાસનાં મૃત કાળે?

દેહની, દેહવિકાસની જે કથા, તે ન વિચિત્ર, કે, ગૂઢ તે છે;
તે કથાનાં કરે નિત્ય પારાયણો માનવી વિશ્વમાં મૂઢ તે છે.

રંગ, ને, ઘાટ જુદાં ભલે અંગનાં,
દેહથી માનવી એક ઈસમ:
દેહના-જન્મ, જીવન અને મૃત્યુના
નિરનિરાળા નથી કોઈ નિયમ.

અંગના રૂપ, ને, ગુણથી ના કરું હું પરીક્ષા કદી પૂર્વજોની;
તેમની, મારી, ને અન્યની વિશ્વમાં દેહરૂપે હતી એક યોની.

દેહ, સંસ્કાર, ને ચિત્તની વૃત્તિના
વારસાનો મળ્યો છે ઈજારો,
સાચવું એક જે બીજમાંથી થતો
મુજ વિકાસમાં જ્યાં વધારો.

જેમણે છે દીધી ચિત્તવિકાસની શક્તિઓ દેહની આકૃતિને.
છો છૂપા તે હતા, કિંતુ જાહેરમાં, હું નમું પૂર્વજોની સ્મૃતિને;

## સ્મૃતિનો ભંડાર

જે સઉ વાંચ્યું, વિચાર્યું, ને જોયું છે,
તે ભૂલી જાઉં છું હું ઘડીમાં,
ભૂલવા જેવું જે હોય. સંઘાય, ના,
તે કદિ સ્મૃતિઓની કડીમાં.

જો બધું સંઘર્યું હોત જે વાંચ્યું છે,
સાંભળ્યું તે બધું હોત સાથે,
જોયું તેનો કીધો જો હતે મેં નિધિ,
મેળવ્યું તે હતે આજ હાથે.

તો હું આજે બન્યો હોત વરણાગિયો,
કે, બન્યો હું હતે સગ્રહાલય-
કે, બન્યો હું હતે ક્ષુદ્ર ભંડારી, કે,
હાલતું ચાલતું પુસ્તકાલય.

ભાર એ બેફજૂલ વસ્તુઓનો
નહિ રાખીને હું ફરું સુજ માથે.
સ્મૃતિના ચોપડામાં જમાનોંધ,
હું જે કરું હોય વિકાસ ખાતે.

કૃતિ, આકૃતિ, કે, ચિત્ર આંખે ચડે,
કાન પર આથડે કો કવે જે–
સ્મૃતિના સંગ્રહાલય મહીં તે નહિ
ચિર આયુ કદી ભોગવે છે.

સ્મૃતિભંડાર ખાલી નથી તે છતાં,
મૂલવી મૂલ્ય મેં વસ્તુ રાખી,
ચિત્તની જીભને સ્વાદ જેનો ચડયો,
માત્ર તે વાનગી એક ચાખી.

તેથી જે દેખુ છું, દાખવું છું કદિ,
શબ્દમાં – થાય સાર્થક્ય તેનું,
શબ્દ જે હું લખું, વાણીમાં હું વણું,
ભાવિમા થાય સ્થાપત્ય તેનું (ચિત્ર ૪૬)



## સજ્જનતા

મારી જાત કમાઈ છે સુજનતા, સર્વસ્વ જેથી મળે,
કીર્તિ, પ્રીત, દયા મળે હર પળે, મારી અહંતા ગળે,
તેને છે ન દરિદ્રતા, દુઃખ નહિ–જુદા ધને તે રળે.
તેનું વિત્ત કુબેર જેવું બનતું સંતોષ કેરા બળે.

# મારી વર્ષગાંઠ

આજ રાણી ચડી રાજ્ય સિંહાસને, તાજ આજે ચડ્યો રાણી શિરે,
ઘેલછાના શિખર પર ચડે માનવી રાજધાનીમહીં ટેમ્સ તીરે.

ગર્વથી ગાજતા, લોકગણુ આજ
નિહાળતા પ્રેમથી રાજરાણી,
રાજપોષી પ્રસંગે લખુ કાવ્ય હું,
આજના દિનને ધન્ય માની

આજ હિલેરી, ને, તેનસિંગ હિમગિરિ શિખરના બને છે વિજેતા,
પ્રકૃતિને જીતી, હર્ષથી ગાજીને, રાજી થૈ માનવી ગર્વ લેતા.

આજ જીતાય છે જે શિખર જોયુ'તું
માત્ર આ નેત્રને તાણી તાણી,
તે વિજયના પ્રસંગે લખુ કાવ્ય હું
આજના દિનને ધન્ય માની.

એક બાજુ દીસે ઊડતી લાગણી મસ્તી, આનંદ, ને, ઘેલછાની,
બીજી બાજુ લણાતી દીસે કાપણી ધૈર્ય, ને, ખત, ને વીરતાની.

કોઇ પણુ કારણે આજનો દિન, તો,
ભાગ્યને બારણે નોતરે છે,
આજના દિનની ભવ્યતાને જરૂર
ભાવિ સ્વર્ણાક્ષરે કોતરે છે

રાણી સુહાસિની, શુભ સુભાગી તું, તાજ આજે ચડ્યો તુજ શિરે,
આજના દિનને ધન્ય હું માનતો વર્ષ બાવન ચડ્યા મુજ શિરે

*

## સાદી સેવા

રંગબેરંગી, ને, અવનવા વસ્ત્રથી જીંદગીને નહિ છેતરું હું,
બુદ્ધિની કાતરે જીંદગી ઢાંકવા કોરૂં કાપડ ધવલ વેતરું હું.

બ્રહ્મ, બ્રહ્માંડ, ને, મોક્ષની કલ્પનામાં
રમે છે નહિ ચિત્ત મારું,
જુગટું બ્રહ્મવિજ્ઞાનનું ખેલતાં
ખેલતાં હું સદાકાળ હારું.

છે મને લોભ વૈકુંઠનો ના જરી, ક્ષોભ છે ના મને અવગતિનો,
લોભ છે ના મને રામ, કે, કૃષ્ણનો, લોભ પણ છે ન ઉમાપતિનો.

આ ભવે હું ન માગું અનાસકિત, કે,
હું ભવોભવ નહિ ભકિત માગું,
માગવું હોય મારે કશું તો સદા
જ્ઞાનને, બુદ્ધિની શક્તિ માગું.

કયાં રહ્યું સ્વર્ગ, કે, કયાં રહ્યું નર્ક, કયાં જન્મ, ને, મૃત્યુના લક્ષફેરા ?
આ જીવન, પર જીવનની મધોમધ રહ્યા દષ્ટિને ડારતા દક્ષટેરા.

બુદ્ધિના બલવડે હું પરિશ્રમ કરું,
સન્મતિથી સઉ કર્મ સેવું,
તો, મને, ના પછી, મોક્ષના ધર્મથી
જિંદગીમાં કંઈ લેવું દેવું.

ધર્મ મારો નહિ કર્મથી વેગળો, મૂર્તિ મારી ધરે શ્વેત વાગા,
ઈશ મારા ઉપર ધર્મ ઉપાસનાના નહિ નાખતો નેક લાગા.

*

## પુણ્ય મેળવવાની ઘેલછા

ભાગવત, ને, ગીતાનાં થતાં શીદ પારાયણો ભારતે દાડી દાડી ?
એ બધાં ધર્મનાં પુસ્તકોએ કહો, ભાવના કોની ક્યારે જગાડી ?

સત્યનારાયણે લોક વચ્ચે વસી,
લોક પાસે કરાવ્યા તમાસા.
દાવ દેવાની આશા દઈ, દેવગણ
રોજ નંખાવતા ઠાલી પાસા.

રામલીલા થઈ છે ભવાઈ, ગલીએ ગલીએ કૂદયાં રામ સીતા.
કાન ફૂટી જતા એવડા સાદથી કૃષ્ણ વાંચે ઘરેઘેર ગીતા.

'ગીત ગોવિંદ'ના કૃષ્ણ કેલી કરે,
રાસલીલા કરી રાત જાગે,
ગોપીની સંગ ગોવાળિયા નાચતા,
જ્યાં જુઓ ત્યાં બધે બંસી વાગે.

રામ, ને, કૃષ્ણને દેવ માની લીધા, ફૂલ નૈવેદ્ય ચોખા ધરાવ્યા,
ત્યાંથી પાછા ફર્યા; સંગ લાવ્યા કશું ? કે પછી બુદ્ધિને વેચી આવ્યા !

ગ્રંથ વાંચ્યા બહુ, ગ્રથ પૂજ્યા બહુ,
શાસ્ત્રીઓની સુણી ગ્રંથ વાણીઃ
દેહ, કે, દિલમાં, શાસ્ત્ર, કે શાસ્ત્રીની,
એક પણ વાત ક્યાંયે સમાણી?

વાચને, પૂજને, ગ્રંથપારાયણે, પુણ્ય આવે લગીરે ન પાસે,
પાપ પુંઠે પુંઠે દોડતું આવતું, સાથ દે જિંદગીના પ્રવાસે.

*

## નવી દૃષ્ટિ

એકનું એક દર્શન જુદાં ચક્ષુની દૃષ્ટિથી દીસતું નિરનિરાળું,
એકને ધવલ જે દૃષ્ટિથી દીસતું, અપરને તે દીસે કાળું કાળું.

દૃષ્ટિના ભેદથી, દર્શને ભિન્નતા
ભાળીને ચિત્તને થાય ભ્રાંતિ.
દૃશ્ય તો એનું એ, દૃષ્ટિ છે જૂજવી;
દૃષ્ટિમાં થાય છે નિત્ય ક્રાંતિ.

તથ્ય જે દૃષ્ટ, ને, સ્પષ્ટ સાદુ સીધુંઃ દૃષ્ટિ દૂરંત છે તેથી છૂપે.
ભાવના–કલ્પના સૃષ્ટિનાં દર્શનો કેમ દેખી શકું સત્ય રૂપે?

વસ્તુમાં, લક્ષણે ભેદ જુદા જુદા,
વસ્તુ જુદી જુદી સૃષ્ટિમાં છે.
બાહ્ય, કે, આંતરિક દૃશ્યને દેખવાની
રીતો જૂજવી દૃષ્ટિમાં છે.

ભિન્નને એક રૂપે સદા દેખવું, તે હતી દૃષ્ટિની રીત જૂની.
ભિન્નને ભિન્ન રૂપે જ સ્વીકારવું–એ નવી રીત છે સાવ સૂની.

જોવું તે જાણવું, જાણીને માનવું,
માનીને પાળવું સત્ય નિત્યે.
કલ્પનાસૃષ્ટિની વસ્તુઓ લોકને,
કેવી રીતે બને પથ્ય ચિત્તે?

જૂની દૃષ્ટિ ,નહિ ચક્ષુથી જોય છે, ચિત્તથી ચિંતવે તે ન વસ્તુ;
ધર્મશાસ્ત્રે કહી, સત લોકે ગ્રહી–તેહને તે કહે: 'અસ્તુ અસ્તુ.'

*

# ઝેર

ઝેર પીતાં તને આવડે જો નહિ,
થાય બેજાર તું વિષપાને,
ઝેર ના જીરવી તું શકે દિલમાં.
તેથી અમૃતનો પક્ષ તાણે.

જીવવાનો અધિકાર તેને નથી,
ઝેરને જે પચાવી ન જાણે,
ઝેર પીનાર ઝિંદાદિલીથી,
જીવન જીવતો જિંદગીના પ્રયાણે.

રમ્ય રામા લઈ સંગ, ઉમંગમાં,
રંગરાગે રમે સુર ગર્વે,
કેમકે, સાગરે સાંપડે જે અમી,
મંથને, તે ગ્રહે દેવ સર્વે.

ભસ્મ ચોળી, વિંટાળી ગળે સર્પમાળા,
ધરી વિષને શિવ કંઠે,
એકલા, તાંડવે નાચીને, વિષની
કીર્તિ વિસ્તારતા દિગ્દિગંતે. (ચિત્ર ૪૭)

રાખને જે વિભૂતિ ગણે માનવી,
સર્પમાં ફૂલમાળા નિહાળે,
ઝેરને જે સુધા માનીને પી જતો,
તેની કીર્તિ મરે ના અકાળે

પી જતો, જીરવતો, ને પચાવી જતો,
ઝેર પર વેર ના ચિત્ત આણે.
જાગતો જીવતો જાગૃતિથી, અહીં,
તે અવિનાશીનો અંશ પ્રાણે.

સુખ, સંતોષ, ને, શાંતિની શીશીઓ
પર લખ્યો શબ્દ મેં 'ઝેર' આજે,
આપદાની સુધાની મુદ્રા સર્વદા,
જેથી સંસારીને ઘેર ગાજે.



## પાપ

મુજને દોષ તું દે નહિ, મારામાં નહિ પાપ,
મુજમાં પાપ સ્વયં સ્ફુરે, પ્રગટે આપોઆપ.
હું તો કૂપ અને ઝરા પ્રભુપ્રેર્યાં ઠલવાય,
ઝરણાં વિષભર્યાં હતાં, દોષ ન કૂપનો ક્યાંય.

## ઝંખના

એક દિવસ થઈ ઝંખના મુજને વિશ્વને કોઈ ખૂણે પડીને,
મૌનમાં એકલો જિંદગી ગાળું હું ચિત્તના ચિંતને જૈ ડૂબીને.

હું સ્વયં સ્વૈરવિહાર માટે ફરું,
મૂક વિચારના રમ્ય બાગે,
ને બનું મસ્ત વિચાર કુસુમના
મ્હેંકતા પ્રાણદાયી પરાગે.

હુંમહીં હું ઊભી સૃષ્ટિ એવી કરું જ્યાં રહે ના કદિ કો કમીના,
હું રચું ભુવનો મોજ, ને, મસ્તિના, ને કદિ દર્દ, ને, દિલ્લગીનાં.

બુદ્ધિ, કે, જ્ઞાનના દીપકો ચેતવું,
જે, મને આંખમાં જ્યોતિ આપે,
ભાવભીની કરું ભક્તિ હું નાથની,
જે સદાકાળ સંતાપ કાપે.

ચિત્તમાં વ્યાપતી આગ જ્યાં બાળતી, ચિત્તમાં જન્મનારાં દુઃખોને,
ચિત્તમા વર્ષતા મેઘ જ્યાં પોષતા ચિત્તમાં જન્મનારાં સુખોને.

કોઈ મારો ધણી છે નહિ વિશ્વમાં,
હું રહું એકલો, ને, અટૂલો,
પંથમાં સર્વ ભૂલા પડ્યા-પ્રજાતા-
કારણે હું પડું છું ન ભૂલો.

આ બધી ઝંખના આજ મારે નથી હું બન્યો પીઢ સંસાર-પથે,
આદ્યમાં જેમ અજ્ઞાની, હું તેમ છું આજ, તાવત્ રહું, કીટ અંતે.

## પ્રભુનો સંબંધ

મેં નિભાવ્યો તને અન્તરે, મન્તરે,
ને, તને મંદિરે ઇશ સ્થાપ્યો,
જ્યાં ગયો ત્યાં ન તું એક રૂપે રહ્યો,
જૂજવા રૂપથી તું પ્રકાશ્યો.

તેં ગીતામાં કીધી વાત બીજી નહિ,
ઘોષણા તેં સ્વયં કીધી તારી.
'હું કરું! હું કરું'ની સ્વય ઉક્તિને,
વાણીવિલાસમાં તેં ઉતારી.

ભાગવતમાં સ્વયં ગુણ, ને, શક્તિની,
ગાઈ તેં ગર્વથી ગીત-ગાથા.
આજ પણ તું સ્વયંભૂ નિભાવે જગે,
ધર્મવાણિજ્યનાં નિત્ય ખાતાં.

ભક્તિ ને, જ્ઞાનને, ધ્યાન, ને, કર્મને,
દોરી તું જાય છે એક પંથે.
તું નિભે, તેથી તું વિશ્વ નિભાવતો,
આદિમાં તું હતો, ને, તું અંતે. (ચિત્ર ૪૮)

ગુણ ગાવાની જે દુર્બળોની ગતિ,
તે ગતિને કહે લોક ભક્તિઃ
હું અને તું હતા એક તો શીદ હું,
રોજ તારી કરું છું પ્રશસ્તિ?

ભક્તિ, કે, ધ્યાન, કે જ્ઞાનથી હું, તને
પામવાના પ્રયાસો કરું છું.

હાથમાં ભ્રાંતિનું તત્ત્વ આવી મળે,
તે વિચારે સદા હું ડરૂં છું.

જા! હવે તું અહીંથી, જવા દે મને,
હું ન તારી કને આવું પાછો.
ગાઢ સંબંધ જે આપણો આજ સુધી,
થયો તે હવે સાવ આછો.



## યાત્રી

દરિદ્રી કેરી શ્રી સકળ રહી છે જો મુજ કને,
અને અજ્ઞાનીની મનતણી સમૃદ્ધિ મુજ કને;
વિષાદી આત્મા હું મથું ભવનદીપાર તરવા:
અરે યાત્રી, આવી પૂંજી થકી મથે શું ઉગરવા?

## ગંગાદેવીના ઘરમાં રામધૂન

રાતની શાંતિમાં દૂરથી મેં સૂણી રામના નામની ધૂન આછીઃ
આવતી, ને સરી જાય છે તે ફરી કાનમાં આવરી જાય પાછી.

હું ઊઠીને જતો, રામના નામના
જાપના ચાપ કાનો વીંધે જ્યાં,
રામના નામની વાણી છે આત્મ-
ઉત્કર્ષનો માર્ગ સાધો ચીંધે જ્યાં.

બાલકો, બાલકીઓ, અને નારીઓ પુરુષો એક કંઠે કવે છે,
રામનું નામ—ને, કંઠમાંથી કુંળી આર્દ્રતા ભક્તિની જ્યાં દ્રવે છે.

રામ છે સંત, કે, રાજવી, કે પ્રભુ!
રામ આદર્શ, કે, રામ શક્તિ!
રામ પુરાણ, કે ધર્મ, કે જ્ઞાન છે?
રામ છે નીતિ, કે, ન્યાય, ભક્તિ!

જે નથી જાણતા, તે તરી જાય છે રામની ભક્તિથી સૃષ્ટિસાગરઃ
જ્ઞાનથી રામને જાણતા તે ભરે, રામની શક્તિથી દૃષ્ટિગાગર.

જ્ઞાન, ને, ભક્તિના ભાવથી રામની
ભિક્ષુકા ત્યાં અમે જોઈ એવી,
સાધ્વી સંસારી ને કર્મચારિણી છે–
નારી રૂપે દીસે કોઈ દેવી.

રામના નામની શબ્દધારા વડે ભક્તિ-મુક્તિ વણાતી અભંગા
જ્ઞાનથી પાન તેનું કરી ભક્તિના ઓજસે દીપની બ્હેન ગંગા.





# ક્ષતિ

ભાનુમાં છે ક્ષતિ, તારલા તેજ દે, તે છતાં કેમ ચંચળ દીસે છે!
અબ્ધિમાં છે સુધા, મોતી, માણિક્ય છે, છીપલાં, વિષ તેને વિશે છે.

સાધુમાં દંભ છે, જ્ઞાની ગુમાની છે,
ભક્તમાં અંધતાની ક્ષતિ છે,
રંગમા ભંગ છે, રંભણે કષ્ટ છે,
સાચી આ વિશ્વમાં ક્યાં રતિ છે?

રાતમાં મૌન છે, દિનમાં નાદ છે; મૌન, નિનાદ ના, કાંઈ ભાવે;
નાદથી ચિત્તનું સ્થૈર્ય કંપી ઊઠે, મૌન ચિત્તાંગને સદ્ય તાવે.

રામની નીતિમાં, કૃષ્ણના રાસમાં,
ગોપીની પ્રીતિમાં ક્યાં ક્ષતિ ના!
વાલ્મીકિ કાવ્યમાં, શ્રુતિના જ્ઞાનમાં,
ત્રૂટીઓ ક્યાંય શું દીસતી ના?

વસ્તુ જે સાચી તે કોઈદી લભ્ય ના, લભ્ય જે વસ્તુ છે, તે, ન સાચી.
જોયું, ને, અનુભવ્યું, માન્યું, ને, ભોગવ્યું, તેથી ના ચિત્તની આંખ રાચી.

તાપ છે સૂર્યમાં, ક્ષાર છે સાગરે,
વસ્તુ માયિક છે સર્વ નશ્વર.
વ્યોમ ઊંચે ઘણું, ઈશ છુપાયલા,
દિવ્ય વસ્તુ બધી છે અગોચર.

સત્ય, સિદ્ધાંત, કે જડ્ય, કે, દિવ્ય, કે, બ્રહ્મમાં, વિશ્વમાં, કે, દિગંતર–
કોઈ પણ વસ્તુ એવી મને દાખવો, જે હતી શ્રેષ્ઠ સર્વાંગ સુંદર?

# પાખંડી

દેવદર્શન કીધાં, પાઠ પૂજા કીધી, હોમ, ને હવન, ને જાપ કીધા,
તે છતાં ધર્મી ! વિચાર, કે, કેટલાં, જિંદગાનીમહીં પાપ કીધાં !

ગાયને ઘાસ, ને, કીડીને લોટ, ને,
કાગને છે ખલી તેં દીધેલા;
કિંતુ તેં કેટલા ગરીબના મુખ, ને,
પેટથી રોટલા છે લીધેલા?

મૂર્તિને ભોગ, ને, સાધુને તેં સીધાં, ગોરને દક્ષિણા તેં દીધી છે.
લાંચ રૂશ્વત દીધી તેં પ્રભુને સદા, કેટલી જિંદગીમાં લીધી છે?

મંદિરોના ખજાના ભર્યા વૈભવે,
મંદિરો પર ધજા તેં ચડાવી,
કેવી રીતે કીધું! કેટલા શ્રમજીવી
લોકનાં ઘરછજાંને કઢાવી?

તીર્થમાં તું ગયો, સ્નાન કીધું, અને દેહ તારો થયો શુદ્ધ દીસે.
કેમ વિચાર ના બુદ્ધિથી તું કરે, કેટલો મેલ છે ચિત્ત વિષે?

રામ, ને, શ્યામની વાત તારે મુખે
તું કરે રાત, ને, દિ નિરંતર.
તે છતાં નીતિ, ને, જ્ઞાનથી કેમ
તારે રહ્યું આટલું દૂર અંતર?

દંભ, ને ફિતુરમાં-અંધ શ્રદ્ધામહીં ગાળી છે તારી તેં જિંદગાની.
માનવી તું હતો ઇશ્વરી અંશ, કે, તું હતો માનવી મૂઢ પ્રાણી?

# ભૂત, ભવિષ્ય, અને વર્તમાન

મેં દેખી રચનાઓ આજ,
સ્વાધીનતાનું દેખ્યું રાજ.
દેખ્યો મેં સંતપ્ત સમાજ,
લખતાં આવે મુજને લાજ.

રામકૃષ્ણની આ શું ભોમ?
પ્રથમ ઊગ્યા જ્યાં સૂરજ સોમ?

મેં દેખી ઘટનાઓ ક્રૂર,
જે બનતી નજદિક, ને, દૂર.
હિંસાનું ઉભરાતું પૂર,
માનવી આજ બન્યો નિષ્ઠુર. (ચિત્ર ૪૯)

શાંતિની સઉ કરતા વાત,
મનમાં હિંસાનો ઉધમાત.

ભારતમાં ઉભરાતું ધન,
નિશ્ચલ જ્યાં માનવીનું મન,
તાતું માતું સુંદર તન,
ગ્રામીણ પણ જ્યાં નહિ નિર્ધન.

જ્યાં સોનાની રેલમછેલ,
ત્યાં નિર્ધનતા આજ વસેલ.

વાણીમાં ઉપનિષદ વેદ,
વાણી વર્તનમાં નહિ ભેદ,
સદાચરણમાં છે નહિ છેદ.
સાદા જીવનનો નહિ ખેદ.

પાપયુક્ત છે પારાવાર,
ત્યાં આજે દંભી નરનાર.

ગંગાજીનું પાવક જળ,
ઉન્નત અણનમ હિમાચળ,
મન ને મતિ કરતા નિર્મળ,
સદ્‌વૃત્તિને આપે બળઃ

તે હિમાચળ, ગંગામાય,
આજે કેમ કરે નહિ સ્હાય?

કવિતા લખતા પારાશર,
ગાતા ઉપનિષદ્‌ મુનિવર,
ગીતા રચતા રાધાવર,
તેવી ભારત ભૂમિ પર

આજ નહિ નીતિ, કે, ધર્મ,
નહિ સદ્‌બુદ્ધિ, કે સત્કર્મ.

જેની છે નહિ ઉજળી આજ,
તે ઇચ્છે છે રામનું રાજ!
ભારતમાં રેળાતો આજ,
સીતાપતિનો છે સરતાજ!

સદ્‌ગુણ જ્યાં માનવનું વ્રત,
ત્યાં આજે માનવી વિકૃત.

હું પાછો ઇચ્છું ભૂતકાળ,
ભાવિ પર મુજને નહિ વ્હાલ.
આજે છે સઉ હાલહવાલ,
હું ઇચ્છું ઊંધી ઘટમાળ.

હું ઇચ્છું વલ્કલ, ને, વન,
હું વાચ્છું જૂનું સર્જન.

કાન્તિનો નહિ માગુ ક્રમ,
ભાવિનો નહિ સેવું ભ્રમ,
હું માગું પાછો વિક્રમ,
હું ઇચ્છું જીવન નિષ્ક્રમ.

માગું હું સાદો આચાર,
રાખી શ્રદ્ધા પર આધાર.

બુદ્ધિની ગઠડી બંધાય,
બુદ્ધિની કડીઓ સંધાય,
આગળ આગળ બુદ્ધિ જાય,
આગળ જઈ પાછી પસ્તાય.

કોણે જીત્યો જગનો જંગ,
બુદ્ધિથી સાધી ઉછરંગ?

કેમ વસું નહિ ગોકુળ જઈ!
કેમ બનું ગોપાલક નહિ—
ગોધનનો ફરી માલિક થઈ—
ગોપીજન વલ્લભ થે જૈ,

પાછો ફરી જન્મી આહીર,
ભ્રમણ કરું જમુનાને તીર!

હું પાછો સ્મરતો ભૂતકાળ,
જ્યારે જગમાં ના કળિકાળ.
કીરત લૈને સ્મરૂં કૃપાળ,
ગ્રીવામાં ધારી ફૂલમાળ.

વલ્કલ હોય ન હોય શરીર,
એસું જઈ ભાગીરથી તીર.

જંગલ, પર્વત, વૃક્ષ નિકુંજ,
વૃક્ષલતા ફળ ફૂલ ને મુંજ.
શશિ સુરજ તારકનું વૃંદ,
નદી સરવર સાગરને કુંડ–

તે મારાં છે મિત્ર તમામ,
તે છે મારાં તિરથ ધામ

પુણ્ય નહિ પરવાર્યું જાય,
પુંજ પાપનો નહિ ઉભરાય,
મુગ્ધ થઈને મસ્ત થવાય,
ક્ષુબ્ધ થયે મન વ્યસ્ત ન થાય.

તેવું જીવન મારું હોય.
પ્રગતિમાં મનડું નહિ મોહ્ય.

ના પાછો આવે ભૂતકાળ.
ના ભાવિની ઉજળી ચાલ,
'આજ' મને દીસે વિકરાળ,
મારાં બંધન છે ત્રિકાળ.

કાળથી બદ્ધ બન્યો છું દીન,
હું કયાંથી બનતો સ્વાધીન!

*

## પુત્રને

જિંદગીમાં ન તેં ભાળી વિટંબના, કે, નથી ભોગવી તેં વ્યથાઓ,
કષ્ટ, વિક્ષેપ, કે, શોક, કે, શોષની, તેં સુણી છે ન કૂડી કથાઓ.

બાળપણ, ને, સુવા આંખ સામે હતાં,
કેમ જાણે સુનેરી સવાર;
સૂર્યનો તાપ, કે, મેઘની હેલીઓ
આવવાને હજુ ખૂબ વાર.

માતૃવાત્સલ્યના, પિતૃકર્તવ્યના તેં સુણ્યા સર્વદા સુર મીઠા,
જિંદગીમાં બધે, મોજ, ને તૃપ્તિનાં, હેત, ને, પ્રીતનાં પૂર દીઠાં.

શીખ, આદેશ, કે, સૂચનાઓ નહિ,
આપવાની મને કૈં અપેક્ષા;
છે મનીષા, મનોબળ ખરી શક્તિ, ને
બોધ પરકીય છે માત્ર ભિક્ષા.

મલમલી પોતની મોજથી થાય છે પારદર્શક બધી ક્ષુદ્ર રક્તિ.
બુદ્ધિબળ, યોગ, ને ખંત ને તપનથી માનવી પામતો ભદ્ર શક્તિ.

તું તને જાણશે, તો જણાશે બધી
શક્તિઓ સુપ્ત જાગી જવાની:
જ્ઞાન, વિદ્યા, તપસ્યા, પ્રતિભા વડે,
સર્વ ઇચ્છા યશસ્વી થવાની.

છો દિવાકર તપે શિર પર સર્વદા, આંધિ તોફાનના દોર જામે.
બુદ્ધિ, ને જ્ઞાનથી જે ઘડી શક્તિઓ–તે કદિ કષ્ટથી ના વિરામે.

## સંસાર

કોઈ સંસારમાં, કોઈ સંસારથી પર જઈ સૌખ્યને ભોગવે છે,
કોઈ ઐહિક, અને, કોઈ પરલોકની કામના ચિત્તમાં જોગવે છે

કોઈ સંસારમાં સાર સશોધતો,
મોહ, મદ, મામથી લુબ્ધ થાય,
કોઈ સંસારથી પાર જઈ ભક્તિ, કે,
જ્ઞાન, વૈરાગ્યમાં બદ્ધ થાય.

કોઈ મૂર્તિમહીં, કોઈ પ્રકૃતિમા, લોકકલ્યાણમાં કોઈ ભાળે,
કોઈ તેને નિરાકાર નિર્ધારીને–શ્રેષ્ઠ જે તત્ત્વ, અવ્યક્ત ન્યાળે.

કોઈ સંસારને સત્ય માની રહ્યાં,
કોઈ સંસારને સ્વપ્ન માને,
કોઈ ઇંદ્રિયગોચર પ્રભાને નમે,
ઇંદ્રિયાતીત કોઈ પ્રભાને.

કલ્પનાશક્તિથી સત્ય શોધાય છે, સત્ય તે કિંતુ ના દૃષ્ટ થાય,
તે સનાતન બની સત્યના નામથી, વિશ્વમાં કેમ આવૃત થાય?

સત્ય સંસારનું સિદ્ધ છે, લોક
માયા કહી કેમ તેને હસે છે?
જે નથી સત્ય તેને કહી સત્ય,
તેના ભણી કેમ લોકો ધસે છે?

સત્યને બ્રહ્મની ભ્રાંતિમાં શોધવું, તે હતી તત્ત્વવેત્તાની રીતિ,
સત્ય સંસારમાં જોઈને વર્તવું તે થવી જોઈએ લોકનીતિ.

# કર્મ

જ્યાં સુધી કર્મનો ધર્મ જાણ્યો નહિ
ત્યાં સુધી ભાવના સર્વ ખોટી.
ચર્મચક્ષુતણી કાંતિ વિલાય તો,
અર્થની શું હતી આત્મજ્યોતિ?

નિત્યનિયમ મહીં સાધના જો નહિ,
શક્તિ અધ્યાત્મની સર્વ જુઠી.
દિવ્યચક્ષુ નહિ પંથને દાખવે,
ચર્મચક્ષુ યદિ જાય ફૂટી.

સત્યની નીતિનું થાય પાલન નહિ
નિત્ય વર્તન મહીં, વ્યર્થ તે છે.
સત્યનો ભક્તિ-ઉપાસનાનો જગે
કર્મ કીધા વિના અર્થ શું છે?

પ્રાર્થના, ભાવના, ભકિત જૂઠાં હતાં,
જ્યાં સુધી છે ન વિશુદ્ધ કાર્ય.
તીર્થ, પૂજા, અને, પ્રાર્થનાથી અપિ
માનવી તો રહે છે અનાર્ય.

આત્મ વિશુદ્ધિનો દંભ આ વિશ્વમાં
આચરે માનવી ધર્મ પંથે.
આત્મકલ્યાણની વાત છે સ્વાર્થની
ત્યાં નિમીલિત છે સત્ય અંતે.

શબ્દ આંડબરે સત્યની શોભના
કયાં સુધી શોભશે ભાવનામાં ?
કયાં સુધી સત્યને બંધને રાખીશું
ભ્રાંત અજ્ઞાનની કલ્પનામાં ? (ચિત્ર ૫૦)

સાદી, ને શુદ્ધ જે જિંદગી જીવતો
સત્ત્વ બીજું હતું વ્યંગ તેનેઃ
કર્મનું અંગ તેનું નહિ ભંગ તો,
ના ચડે ભ્રાંતિનો રંગ તેને

* *
*

## ક્રાંતિ

પાછળ વધ્યાથી ન જવાય આગળ,
આગળ જનારા નહિ જોય પાછળ.
ઇતિહાસની લે નહિ રાહદારી,
ઉત્ક્રાંતિનો મારગ લે સ્વીકારી.

# પરિવર્તન

દેખું આકાશમાં સૂર્યની જ્યોતિથી સર્વ દિશા હતી ઝગમગેલી
ત્યાં હું બીજી પળે દેખું છું મેઘની પંકતિમાંથી પડે ખૂબ હેલી.

આંખમાં હર્ષ, ને, કંઠમાં ગીત જ્યાં,
પાદમાં પાયલો ઝણુઝણે છે.
નેનમાં આંસુ, ને કંઠમાં આર્દ્રતા,
પાદમાં કંપ બીજી ક્ષણે છે.

સંત જેવો સીધો, શુદ્ધ સાધુ સમો, સદ્ગુણી જે હતો માનવી, તે,
કૂડ, પાખંડી, ને, દુર્ગુણી થાય છે, પલકમાં કષ્ટથી તે દ્રવીને.

મસ્ત કૌમાર્યમાં, દોડતી વેગથી,
જાહ્નવી શુધ્ધ કલ્યાણકારી,
પંકથી ધૂસરી, મ્લાન, ને શ્યામ તે,
કેમ આજે થઈ છે બિચારી!

આજ આરામ, ને, શાંતિ જ્યાં વિસ્તરે, ઉગ્ર ઉદ્વેગ બીજી ક્ષણમાં.
શાંત, નિષ્ક્રિય, અદૃષ્ટ, સૂતેલ, ત્યાં શક્તિ પેદા થતી'તી અણુમાં.

આજના ચિત્ર પર રંગ છે સ્વર્ણ,
ત્યાં કાલ ભાસે મને રંગ કાળા,
આજનો ઘટક જે સ્થિર ભાસે મને,
ભાવિ આવી કરે વ્યંગચાળા.

અસ્ત, કે, ઉદય, કે, રાત, કે, દિન, કે, સત્ય, અનૃત, ના ધ્રુવ કોઈ.
ઉન્નતિ, અવનતિ, આવતી ને જતી, સ્થાયી એકે દશા મેં ન જોઈ.

# આદર્શ

દૂર, ને, દૂર હું જોઉં છું આભમાં, દષ્ટિ મારી છતા કેમ ટૂંકી !
ધર્મ, ને, નીતિના પાઠ હું શીખતો, બુદ્ધિધેનુ છતાં છે વસૂકી !

દેહ ગોરો કરું ઉજળો વસ્ત્રથી,
ચિત્તને કેમ હું શ્યામ રાખુ?
ભકિત, ને, કીર્તને રોજ હું રાચતો,
કેમ ના કોઈ દી રામ ભાખું?

વાત નીતિતણી હું કરું છું વડી, જાત ના કેમ છે શુદ્ધ મારી !
હું દીનાનાથથી એક થાવા મથું, દ્વંદ્વમાં જિંદગી છે પસારી.

ભકિતભાવે ભરું ચિત્તની પ્યાલીને;
બુદ્ધિથી કેમ છું હું અધૂરો?
સત્યના ચિંતને ચિત્ત ચોંટે નહિ,
સત્યની વાતમાં કિંતુ શૂરો.

ભાવનાથી ભર્યાં અંતરે હું કરું લભ્ય જે છે નહિ, તેની લિપ્સા.
બુદ્ધિને ગમ્ય જે સત્ય સાદું હતું, દૂર તેની કીધી લભ્ય ઇપ્સા.

જિંદગીભર નજર શૂન્ય આકાશમાં
રાખીને બોલતો 'તત્ત્વ તે તું,'
કર્મના ધર્મને જાણી જોયો નહિ,
જાણ્યું ના એક જે 'તત્ત્વ છે હું.'

ભાવનાનું ભવન ભ્રાંતિમય માહરૂં, ભોંયમાં છે નહિ મૂળ ઊંડાં,
ભ્રાંતિના બીજમાંથી નહિ પાંગરે સત્ય સંકલ્પનાં સ્થૂલ ફૂંડાં.

# સત્ય

વિશ્વવિદ્યાલયે બેસીને હું પઢુ, પોથીઓ એની એ પાછી પાછી.
અક્ષરો, શબ્દ, ને, વાક્ય હું શીખતો, મારી વિદ્યા રહે કેમ કાચી?

મસ્તકે હુ ભરુ દોહ્યલાં જ્ઞાનને,
વિશ્વમાથી લઈ ઠાસી ઠાસી,
કેમ તો પણ પ્રદર્શિત કરુ જ્ઞાનને,
લોક ત્યારે કરે મારી હાસી?

કાવ્ય સાહિત્ય ને, જ્ઞાન, વિજ્ઞાનમા પ્રાણ મારો દઉં હું પરોવી,
આત્મ-સશોધને, શક્તિ, ને, વૃત્તિને, ભક્તિથી હું દઉં છુ નીચોવી.

તે છત, સત્યનો પંથ ના જાણુતો,
સત્યનો હર્ફ ના જાણુ છુ હું.
તે છતાં, ગવ ગુમાનથી સત્યનો,
ભાર જાણે બધો તાણુ છું હું.

જ્ઞાન વૈરાગ્ય, ને, ભક્તિની વાતથી, મેં રચ્યો સત્યનો દભ ભારી,
એમ, ને, એવી રીતે કરી કલ્પના, જીંદગી મેં કીધી છે અકારી.

સત્ય આજે મને એક સૂઝયું નવુ,
'વિશ્વમા સત્ય ના એક સાચું,'
સત્ય જંતુ જીવે, જન્મ લે, ને, મરે,
ચક્ર ચાલે ફરી એમ પાછું.

કેમ? કેવી રીતે? જન્મ લૈ જીવતુ? મૃત્યુમાં કેમ તે જાય છાનું?
સત્ય પાદે। નવો દેહ લઈ જન્મતું? કેમ? કેવી રીતે? હું ન જાણું.

# યાત્રા

મોહ યાત્રા તણો છોડીને વિશ્વમાં, સ્વસ્થતાથી રહે કોણ પ્રાણી?
વાણી, વિચાર, આચારમાં જેહને વાત યાત્રા તણી છે અજાણી?

જન્મથી મૃત્યુ સુધી હતી જિંદગી
માનવીની અહીં એક યાત્રા,
શબ્દ 'યાત્રા' મહીં, છે રહી લોકના,
પ્રાણને પોષતી નેક માત્રા.

જન્મતાંવાર આ માનવીજંતુની જિંદગીની શરૂ થાય જાત્રા;
વિશ્વના પુણ્યધામે બધાં થાય ભેળાં ભલે ને સહુ છે અપાત્રા.

યાત્રિકો આવી પ્રસ્થાન જે જે કરે,
પંથને કાપતા જાય ચાલી,
તે પ્રયાણો બને પુણ્યયાત્રા,
અને પુણ્ય લોકો તણાં થાય ખાલી.

વિશ્વમાં આવીને કોઈ કાશી જતા, બદ્રીકેદાર પર કોઈ જાય,
વિશ્વનું પર્યટન કોઈ જ્યારે કરે,–નામ યાત્રા થકી ઓળખાય.

લગ્ન સંસારયાત્રા હતી વિશ્વમાં
યોગયાત્રા હતી મોક્ષ માટે;
મોહ યાત્રા તણો તે છતાં ના મૂકે,
માનવી છો પડ્યો મૃત્યુ ખાટે.

ઠાઠડી કસકસી બાંધીને લઈ જશો કાષ્ટવત્ દેહને જ્યાં મસાણે,
તેની પણ થાય યાત્રા શરૂ ગૃહથી ને, પૂરી થાય પહોંચી સ્મશાને.

# ત્રિમૂર્તિ

## ખંડ : ૩ જો

## દુહાની દુહાઈ

અને

## સુભાષિતો

# ૧ શૃંગાર સૂત્રો

### પ્રીતનું ગીત

પ્રીતિકેરા ગીતમાં, બે શબ્દોનો પ્રાસ,
એક વિલાસ અને બીજો છે મીઠો સહવાસ.

### પ્રેમની સુષુપ્તિ

સુષુપ્ત સાક્ષી છો બને, જ્ઞાતા, પણ, અજ્ઞેય:
પ્રેમ સુષુપ્તિમાં નહિ, હુ જ્ઞાતા કે જ્ઞેય.

### પ્રેમમાં વિસ્મૃતિ

હું છું તે ભૂલી જતાં, તુંમાં હું દેખાય;
તુંમાં હું લય પામતાં હું-તું-બે વિસરાય.

### પ્રેમના સંજોગ

પ્રેમ કરે છે માનવી, મળતો જો સંજોગ;
પ્રેમ ટકાવી રાખવા કરવો પડતો યોગ.

### ભક્ત

વંદન કરવા હું ગઈ, વંદન કરતો કંથ,
ભક્તોની પૂજાથકી, ભક્ત બને ભગવંત.



## ત્રૂટી અને ખૂબી

આ જગની ત્રૂટી એક છે, રસિયાંને દુઃખ થાય,
આ જગની ખૂબી એક છે, આખર ઉર પ્રિછાય.

## પ્રેમીનો સંસાર

પ્રીતિ ઘેલાં દંપતી–તેને નહિ સંતોષ:
તેના સંસારે લખ્યાં–રીસ, રતિ, ને રોષ.

## ગોપીનું જ્ઞાન

ગોપિકાના જ્ઞાનમાં, એક કનૈયો નામ:
ગોપિકા ના જાણતી, બીજાં વેદ પુરાણ.

## પ્રેમના પરમાણુ

પ્રીતિના દ્રવ્યે રહ્યાં પરમાણુ વિધવિધ,
પળપળ આપે નવીનતા પ્રેમીને બહુવિધ.

## બે પ્રેમ

મન, દૃષ્ટિથી સર્વને, બે પ્રેમો વરતાય.
પોતાનો પરના ઉપર, પરનો પોતા માંહ્ય.

## પ્રાકૃત પ્રેમ

ધુત્કારે સ્ત્રી પ્રેમીનો, પ્રાકૃત પ્રેમવિલાસ:
મુખ પર હોય કઠોરતા, અંતરમાં ઉલ્લાસ.

## રૂપ અને કામ

ભોક્તા રૂપ જુએ નહિ, ભોક્તા જુએ કામ:
મદિરાના પીનારને, ક્ષુલ્લક વસ્તુ જામ.

## એ શું સમજે પ્રીત ?

જેનાં નેણ ન નાચતાં, ઓષ્ઠ ઉપર નહિ સ્મિત.
વાણીમાં મીઠાશ નહિ, તે શું સમજે પ્રીત?

### મન ભમરો

મનનો ભમરો કામના ફૂલ પર બેસે રોજ,
કામ – ફૂલ નિત ખીલતાં, મન મેળવતું મોજ.

### રામા અને રામ

રામાને કોઈ શોધતું, કોઈ શોધે છે રામઃ
સઉ કોઇ જગમાં શોધતું કયાં મળતો વિશ્રામ.

### સમાસ

જ્યારે છે સંસારમાં, પતિ–પત્નીમાં પ્રાસ :
બે જણ ઈચ્છે નિત્ય, કે, બેનો થાય સમાસ.

### રીસ

પ્રીત વિના નહિ સંભવે, પતિપત્નીમાં રીસ,
પ્રીતિની પ્રતિમા કહી, રોતી, ને, બાલિશ.
રીસનો ઘૂંઘટ ખોલી દે, પ્રીત દીસે સાક્ષાત્,
ઘૂંઘટથી નહિ છૂપતી, પ્રીતિકેરી જાત.
સ્નેહીના સંસારમાં રીસ કદિ ન રહંત,
પ્રીતિકેરાં કોટડાં, પાડ્યાં નવ પડંત.
રીસ બિચારી બાપડી, વચમાં ગોથાં ખાય,
કામ સર્યું પ્રીતિતણું આપો આપ ભૂલાય.
પ્રીતિનો પરિમલ જહીં સંસારે પ્રસરેલ,
કરવી રીસ સહેલ છે, નિભાવવી મુશ્કેલ.



### પ્રથમ મિલન

તું ક્યારે મળી–તે ભૂલું–તું મળી, તે ન ભુલાય:
પ્રથમ મિલનની મ્હેંક તો જીવનભર ફોરાય.

### લાલ-ગુલાબી

કાંટા વાગ્યા વિણ થયા મેંદીથી પગ લાલ:
ચુંબન વિણ તેના હતા જેમ ગુલાબી ગાલ.

### ઉષ્ણદિલ

પ્રેમી દિલની ઉષ્ણતા, ત્યારે તો સમજાય,
ઠંડીથી થરથરી જઈ, અંગ ધ્રુજારી ખાય.

### અર્પણ

મુગ્ધા મુગ્ધ બને સદા, નીરખી પતિનો નેહ:
અર્પી દે નિજ કંથને, આરસગોરો દેહ.

### વામાનું વપુ

વિશ્વ બળે છે તાપથી, વરસે ઊની લૂ:
ત્યારે શીતળ લાગતું વામા તુજ વપુ.

### ગાગર અને દૂધ

ગાગર ગોરી, દૂધ પણ, ગોરૂં ગોરૂં હોય:
ગાગર પકડી તે પીવા, કુણ કાળુડો મોહ્ય?

### અંતરપટ

એક થતાં નર નારી બે, પડદો તૂટી જાય:
આત્મા એક થઈ રહે, અંતરપટ હટી જાય.

### કામરાજનું સામ્રાજ્ય

જ્યારે સ્થાપે શરીરમાં, કામરાજ સામ્રાજ
ક્યાં લગ ટકશે નારીમાં, મર્યાદા કે લાજ?

## આંખની ચાડી

બે પ્રેમી છુપાવતાં અંતરકેરા નેહ:
આંખો ચાડી કરી રહી, કેમ છુપાશે એહ!

## જ્યોતિર્લિંગ

બાલા અશ્રુ ઢાળતી, સ્તન ઉન્નત ભિંજાય,
જાણે ગંગાસ્રોતથી, જ્યોતિર્લિંગ પુજાય.

## શય્યા

રામા ચિત્તે આવતી, રામ જતા ઘરબ્હાર,
એક શયનમાં સૂઈ શકે તે બે નહિ પળવાર.

## રાગી અને ત્યાગી

ત્યાગી ઇચ્છે કંઈ નહિ, રાગી ઇચ્છે સર્વ,
રાગી ગળે છે ગર્વમાં, ત્યાગી ગાળે ગર્વ.

ત્યાગી તો ઇચ્છે નહિ, ફૂલ, પાન કે દર્ભ,
ત્યાગી જો ઇચ્છા કરે, તો ફાટે ભૂગર્ભ.

## ગોપીનો આત્મા

રેણુ થઈ રોળાઈ હું, વેણુ થઈ હું વાઈ,
ધેનુ થઇ દોહાઈ હું, ગોપી થઈ લોભાઈ.



### પ્રેમની જીત

આંખોમાં મસ્તી મચે, જીભ પર રમતું ગીત,
થનગન ચરણો નાચતા ત્યાં છે પ્રેમની જીત.

### કામ ભરેલું તન

એવું રામ દીધું મને, તેં તનકેરૂં જામ:
દિવસે મનમાં કામ છે, રાતે તનમાં કામ.

### રાગ

મોજ મળે છે કામીને–રોજ વધે છે કામ:
એવો રાગ હરિમહીં તો મળતા શ્રીરામ.

### રામ અને સીતાનાં દૃષ્ટાંત

પત્નીને પતિ આપતો, સીતાનું દ્રષ્ટાંત,
ત્યારે સતી સુણાવતી રામચંદ્ર – વૃત્તાન્ત.

### ફૂટેલું ભાગ્ય

જો નરને નારી ઉપર આવે છે વૈરાગ્ય,
તો તે જનનું જાણવું, ફૂટી ગયું છે ભાગ્ય.

### કામસૂત્ર

કામસૂત્રને વાંચીને પ્રેમી કરતા પ્યાર!
તુમડું બાંધી કયાં સુધી જળમાં તરી શકનાર?

### સંગ

રામજાપ મુખમાં હતો, કામનું ચાપ નયન,
રામસંગ–શબ્દે રહ્યો–શ્યામા સંગ શયન.

### વિજોગ

મનમાં જાગે વાસના, તનમાં જાગે ભૂખ:
ત્યારે કેમ સહી શકું, વિજોગ કેરું દુઃખ?

શું મળે ?

ભજન કરે છે કોઈ સ્ત્રી, કોઈ સજે શૃંગાર:
કૃષ્ણ મળે છે એકને, બીજીને ભરથાર.

રામ ભજું ત્યારે મને સદ્ય મળે વનવાસ;
કૃષ્ણ ભજું ત્યારે મળે ગોપીનો સહવાસ.

પત્ની

પત્ની સદા એવી હજો, દર્શનથી સુખ થાય:
પલક પલક દિલ છો દ્રવે, મલક મલક મુખ થાય.

પ્રીતિના ઘા

ઘા પ્રીતિના કારમા, વ્રણ દીસે ના બહાર
અંતરમાં ઊંડે ઊંડે, છે નિશાની હજાર.

શિર સલામત

રાવણ દસ શીશ આપતો, મેળવવા એક નાર.
દસ નારી મેં મેળવી, શીશ સલામત યાર.

આલિંગન



મૂગાં તો પણ પ્રેમીઓ, કરતાં મીઠી વાત:
આલિંગનના શબ્દની ભાષા છે વિખ્યાત.

પ્રેમમાં કલા

પ્રીતિ કંઈ ઊર્મિ નથી, નથી તે અંતર નાદઃ
6 કલા નહિ ત્યાં હોય જો, પ્રેમ થશે બરબાદ.

ક્રોધ અને પ્રેમ

ક્રોધથી ક્વચિત્ જ થાય છે, સામાને નુકસાનઃ
પ્રેમથી માણસ કરી શકે, લાખ લોકની હાણ.

પ્રેમથી બરબાદી

હાણ કરે છે પંડનો, ક્રોધ તણો બકવાદઃ
પ્રેમીજન પરને કરે, પ્રેમથકી બરબાદ.

નરનું બંધન

સ્ત્રીની પરવશતા મહીં, ના દુઃખ કે ક્રંદન,
સ્ત્રીની પરવશતા મહીં, છે નરનું બંધન.

કોયડો

સ્ત્રી તો છે એક કોયડો, છે પુરુષ ઉકેલઃ
૭ તે બે જણ સાથે મળી, કરતાં નિત્ય ટહેલ.

મુકુર

સ્નેહીકેરા જીવને, પ્રીત મુકુર જો થાય
અંતર સામે રાખતાં, પ્રીત પ્રતિબિંબાય.

ગુલામ

જેને પત્ની એક છે તે સીતાપતિ રામઃ
બીજા સર્વે જગતમાં, છે સ્ત્રીના ગુલામ.

આંખોની શક્તિ

ધર્મ, નીતિ, ને, કાયદો છે મિથ્યા બકવાદઃ
સ્ત્રીની આંખોમાં વધુ સત્તા કેરો સાદ.

### પુણ્યથી પ્રાપ્તિ

ધન, વૈભવ, ઘરબાર છે, સર્વે કર્માધાર
ભવભવ પુણ્ય કર્યે મળે સારી ઘરની નાર.

### એકજ શક્તિ

એક જ શક્તિ પુરુષમાં, ને, સ્ત્રીમાં પ્રેરાય,
પુરુષ તે વીરનર બને, ઘરરાણુ સ્ત્રી થાય.

### મૈત્રી

મિત્રાચારી અનેક છે, જે હેતે ઉભરાય,
દંપતી-મૈત્રીની કને, કિંમત કોડી ન થાય.

### નગ્ન શરીર

વસ્ત્ર વીંટેલી નારીમાં, નગ્ન શરીર જે જોય,
નારી તો ઢંકાયલી, નર ઉઘાડો હોય.

### ઋતુઓ

શંકરને ભરમાવવા, વર્ષા થાય વસંત,
કામીને સરખી ઋતુ, ગ્રીષ્મ, શિશિર, હેમંત.

### નાગણ

નાગણ જેવી નારી છે, ચળકી ચમકી જાય,
પલમાં કાંતિ હરિ લઈ, દંશ સફળ દઈ જાય.



દૃષ્ટિનું દોરડું

દોરી બાંધી દૃષ્ટિની, દોડે પ્રેમી ઝટ,
સરકસમાં જેવી રીતે, દોડે નટી ને નટ

ઉપમા

નમણી નાગરવેલ છે, શીળી ગંગા માત,
મૃગલી શી ભોળી ભલી, એવી નારી જાત.

કજ્જલ

કજ્જલના અંજન થકી આંખો કાળી થાય,
રંહી સહી જે મોહિની તે પણ ચાલી જાય.

લાલ ઓષ્ઠ

લાલ કરેલા ઓષ્ઠનું ના કરતો મુખપાન,
રંગનું – ન અનંગનું – તે આપે પ્રીતદાન.

ભોળવનારી

ભૃકૂટી, દૃગ, ને, કેશનો, કરી કાતિલ વિસ્તાર,
યુવક જનને ભોળવે, નાની નમણી નાર.

કલાના સેવકો

સર્વ કલાના સેવકો, છે નારીના દાસ,
કાવ્ય, કલા, સાહિત્યનો કામિનીમાં વાસ.

રંભાનો સંગ

રંભા કોઇ કરી રહી સાધુનો સત્સંગ,
સાધુને તે દિનથી, લાગ્યો રતિનો રંગ.

જ્યોતિર્મય ગેહ

તાંબાવર્ણો દેહ છે, સોનાવર્ણો નેહ,
રૂપાવર્ણી નાર છે – તે જ્યોતિર્મય ગેહ.

દેખાવ

માણુસ દેખીતો ભલો, પણ નહિ ખાતો ભૂલ,
કંટકને છુપાવી ને, ચમને ઊગ્યાં ગુલ.

પરસ્ત્રીની તો દૂરથી, લેવી રૂપ સુગંધ,
કંટક વાગે વેણુના, જો તું અડશે અંગ.

પત્ની ગુરુ

પત્ની સહચરી હોય તો, છે મીઠો સંસાર,
પત્ની જ્યાં ગુરુપદ ધરે, ત્યાં ગળપણમાં ક્ષાર.

સુખી સંસાર

જુલ્મી નાવલિયો, અને, કહ્યાગરી છે નાર,
સાચો, મૂર્ખાઓ કહે, તે સુખી સંસાર.

બિછાત

યોગીઓ તો પાથરે કાંટાળી બિછાત,
ભોગીની બિછાતમાં, છે કાંટાળી રાત.

કવિનો કર

જે કરથી તુજને વર્યો, કીધી તુજને પ્રીત,
તે કરથી આજે લખું, તારાં સુંદર ગીત.



### મન

સુવર્ણને ત્યજવા કરું, જ્ઞાનભર્યો વિચાર,
ત્યારે ચિત્તે થાય કે, તન સરસી લઉં નાર.

### રંગ

રંગ અને અળતા થકી, નહિ જીતાતો નર,
રંગ ચઢે ના હૃદયમાં, ત્યાં લગ પતિ છે પર.

### માલિક પતિ

બાલક, પાલક, ને, વળી, ચાલક પતિ જો થાય,
તો સંસારે તે પતિ, માલક મટી નહિ જાય.

### અનુરાગિણી

જે આંખેથી મળી મને અનુમતિ, તે આંખના નૃત્યને,
ને, જે શબ્દ થકી મળી પ્રીત હતી, તે શબ્દના સત્યને,
ને જે સ્પર્શથી ચેતના શરીરમાં, પ્રીતિ તણી જાગી'તી,
તેની વિદ્યુત્ શક્તિને પ્રણમતો, આજે અનુરાગિણી.



## ૨ નીતિ વચનો

### નીતિની વાડ

નીતિ ને સસ્કારની, જો નહિ હોયે વાડ,
વૃથા જશે માબાપનાં, દીકરા પરનાં લાડ.

### સત્ અને જૂઠ

સત્ ગભરાતું દીસતું, જૂઠને બીક ન રજ,
ભોળાં સસલાં મારતો વનવગડે સાવજ.

### વાસના

પ્રભુએ આપી વાસના, તેનો કર ઉપયોગ,
સાચવજે તું એટલુ બને ન તેનો ભોગ.

### કર્તા અને કર્મ

કર્તા ટૂંકુ જીવતો, કર્મ જીવે બહુ કાળ,
કર્તાની સારી કૃતિ જીવે છે ચિરકાળ.

### અમર વાણી

સાત્વિક સાદી વાણીમાં જીવે જગના સત.
તુલસીદાસ ભુલાય, પણ, રામાયણ જીવંત.



### વિસ્મૃતિ

સ્મૃતિઓ શાને સંઘરે, વિસ્મૃતિ વિધિનો ન્યાય:
માણસ મૃત્યુ પામતો, તે સત્વર ભુલાય.

### કર્મ અને ફળ

માનવી કર્મ કરે નહિ, ફળ માટે આતુર:
વાગે નહિ વાજિંત્ર તો, કયાંથી નીકળે સૂર?

### આંસુની કિંમત

જે માણસનું નિત્ય છે, રડનારામાં નામ,
તે માણસનાં આંસુની, કિંમત એક બદામ.

### છિછરી લાગણી

છિછરલી જે લાગણી સત્વર ઉભરા ખાય,
તાપથી દૂધ ઊંચું ચડે, ફરી પાછું શમી જાય.

### ભક્તિ

ભક્તિ વિણ રીઝે નહિ, નારાયણ, કે નાથ:
તે બેને જીતવા તણી ફોગટ બીજી .વાત.

### પ્રજ્ઞ અને બળવાન

પરવશ છે જ્યાં પ્રજ્ઞ, ને, બંધનમાં બળવાન,
બળહીન ત્યાં નીડર બને, મૂર્ખ કરે અભિમાન.

### બાળકનો ન્યાય

માણસના સંસારમાં, આવે એવો કાળ,
માતપિતાનાં કૃત્યનો, ન્યાય કરે છે બાળ.

### ધન અને યશ

સદ્‌ગુણકેરો છે નહિ બદલો ધન કે યશ,
દુર્ગુણીને પણ જગતમાં તે બે મળતાં મસ.

કીર્તિ

'રાજા રંક થઈ રહ્યા, રંક થયા છે રાય,
જન કીત ભલી જઈ, ધનકીર્તિ સઉ ગાય.
જ્યારે માણસ કીર્તિની ટોચેથી પડી જાય,
જ્યાં છે શિરપર પાઘડી ત્યાં જુતાં અડી જાય.

ભવિષ્ય

જે પુરુષ પુરુષાર્થથી, ઘડનો રોજ ભવિષ્ય,
આ તો તે મારો ગુરુ, કે તે મારો શિષ્ય.

પસંદગી

પસંદગીની વાતમાં નહિ બુદ્ધિને સ્થાન,
ગોરડીનો સાંઠો મૂકી, હાડકું ચાટે શ્વાન.

મત

ઠાકુર – ગાગો – ગુગળી – સઉને સરખા મત,
શિરમાં બુદ્ધિ હોય નહિ, કે, ઘર પર નહિ છત.
હાથીનો પણ એક મત, ગર્દભનો એક મત
કીડી માંકડ પણ હવે, કોઈને કરે ન પત.

ગાંધી તરાપો

હિંસાની ભેખડ ઉપર, વિશ્વનાવ અથડાય,
ગાંધી તરાપે બેસવા ત્યારે મન લલચાય.



### ક્રોધ

જે માણસના ચિત્તમાં, છે કેસુડો ક્રોધ,
તે પરને કેવી રીતે, દે સોનેરી બોધ?

### ભૂલ, અને મોજ

બાલકપણુની મોજ, ને, યુવા કેરી ભૂલ,
ફરી કરવાને, સેંકડો મારે જન્મ કબૂલ.

### નેક

સેવક બનીને સાચવે, જે પોતાનો નેક,
શેઠ બનીને તે કદિ, નહિ ગુમાવે નેક

### વાણી

એવાં વેણુ ન બોલવાં, પરને હસવું થાય,
એવાં નિશ્ચે બોલવાં, પરનું રડવું જાય.

### તરુ અને તરણું

વાવાઝોડું આવતું તરુવરનો છે ઘાત,
કમ્મર વાંકી વાળીને, તરણું કાઢે દાંત.

### કિસ્મત

ગુંગો માંડે બોલવા, બહેરો સુણતો વાત,
જરીમાં દોડે પાંગળો, જો કિસ્મત દે સાથ.

કિસ્મત, ને, પુરુષાર્થ બે છે ઊભાં સંગાથ.
મન મારું પૂછે મને, કોનો પકડુ હાથ?

### મુક્તિ

નેતા, નટી, ને, નાયકણુ, વકીલ, જુગારી, જાર,
તેને કદી મુક્તિ નથી, જન્મ ધરે સો વાર.

## તપ-વિદ્યા

તપથી તામસ ઉપજે, વિદ્યાથી ઉન્માદ,
તપ, વિદ્યા ત્યારે કરે માણસને બરબાદ.

## રંકની ઈચ્છા

રંક સદા ઈચ્છા કરે, કયારે હું થઉં રાય,
નહિતર જે સઉ રાય છે, સર્વ રંક બની જાય.

## ફરિયાદ

બુરા માણસ વિશ્વમાં, સદા કરે ફરિયાદ,
સારાં માણસની નહિ, કોઈ સૂણે છે દાદ.

## દીન

દુશ્મનને હાથે અસિ, મારે હાથે ઢાલ,
માથું આપું ન વાઢવા બની દીન કંગાળ.

એક તમાચો ખાઉં તો, ધરું ન બીજો ગાલ,
મારો એક જ લાલ પણ દુશ્મનના બે લાલ.

કાયર જીવવા માંગતો મરવાથી ડરી જાય,
જીવવા માટે મારવા તે નહિ તત્પર થાય.

હું નહિ મારું કોઇને, પણ ખાંઉં નહિ માર.
માર્યા વિણ કયારેય નહિ-મરવા હું તૈયાર.

## કંસાર, અને સંસાર

લૂખો, ઘીને ખાંડ વિણ લાગે છે કંસારઃ
ભાવ અને ભક્તિ વિના છે લુખો સંસાર

## માર્ગ

ટૂંકી છે આ જિંદગી, લાંબો છે આ રાહ,
બે બાજુ પર માર્ગમાં, લાગી રહ્યો છે દાહ.

## જેવું કરે તેવું ભરે

જેવું કરે તેવું ભરે, એ ખોટી કહેવતઃ
હરિશ્ચંદ્ર રાજા શિરે, મુકાવે કરવત.

જેવું કરે તેવું ભરે, એ ખોટી કહેવતઃ
પાપીની ડે'લી ઉપર છે સોનાની છત.

જેવું કરે તેવું ભરે, એ ખોટી કહેવતઃ
જૂઠનો ફરકે વાવટો, મરી પરવાર્યું સત.

## આપ

તારો વેરી એક છે, તે છે તારું પાપ.
એક જ તારું પાપ છે, તે છે તારું આપ.

## અણુની શક્તિ

ગિરિને અણુ ઉડાડતો, ગિરિ બની બેસે રાઈ.
'આત્મા કેમ ઉડાડશે?' હસીને બોલે સાંઈ.

## કિસ્મત

રામચંદ્ર વનમાં ગયા, સીતા ગળે જમીનઃ
મોટાંનાં પણ ભાગ્ય છે, કિસ્મતને આધીન.

## તર્ક

માણસ નવરો બેસીને, વિધવિધ કરતો તર્કઃ
મોત પછી તને મળે, જન્મ, સ્વર્ગ, કે નર્ક.

## જેવા છે તેવા

નિંદાથી નાનમ નહિ, સ્તુતિથી ન વડાઈઃ
જેવા છો તેવા તમે દેખાશો જગમાંહી.

## દામ વિનાની વસ્તુ

સઉ વસ્તુનાં વિશ્વમાં નાનાં મોટાં દામ.
દામ વિનાની વસ્તુ છે, એક પ્રેમી, એક રામ.

પરણેતર હતી લોભની, ચિંતા નામે નાર,
પહેલે ખોળે અવતર્યો તેને કષ્ટ કુમાર.

મનની બારી

મનની બારી સાંકડી, કેમ પ્રવેશે જ્ઞાન?
બારી વિનાના ઘરમહીં, જેમ જતો નહિ ભાણુ.

ટૂંકું મન

મોટું મન તે આશાબી, ટૂંકું મન તે રોગ,
ટૂંકા મનના કિસ્મતે, લાંબી જીવનો યોગ.

શબ્દ

શબ્દ થકી મિત્રો મળે, શબ્દથી દુશ્મન થાય,
શબ્દ દિલાસો આપતું, શબ્દે દુ:ખ પથરાય.

પુરુષાર્થ

બુદ્ધિ બેઠી મસ્તકે, કિસ્મત બેઠું કપાળ,
હાલે હાથ ન જ્યાં સુધી, તે બે છે મુડદાલ.

દીવેટ

નાનું સરખું કોડિયું, છે છાટો દીવેલ
ગજ લાબી દીવેટનો, ખતમ થતો ત્યાં ખેલ.



અસર

સોનું લઈને આપદો, કાગળ કેરી નોટ,
તેના વેપારે નહિ, આવે કદિયે ખોટ

શોધ

મન ભોળું, ઝબા મીઠી, આંખો નિર્મળ હોય,
તન છોને નહિ ઉજળું, તે જન તો પણ સોહ્ય.

ક્યાં તરું?

દરિયામાં તોફાન છે નદીમાં છે જુવાળ,
ક્યાં જઈને તરવા પડું, તળાવ તોડે પાળ!

કાયદો

આઝી દવાથી દેહમાં રોગો પ્રસરી જાય,
આઝા છે જ્યાં કાયદા, રૈયત દુઃખી થાય.

સરખાપણું

સરખાં જો સઉ માનવી, સરખો જો અધિકાર,
તો તેને બાકી રહે, શિંગ પુચ્છનો ભાર.

સત

સંતોની છે સદ્દગતિ, તેના તનમાં સત
વિશ્વતણી સુધરે નહિ તો પણ બૂરી ગત

જુદાપણું

કાળી ધોળી ગાય પણ, ગાયનું
રૂખો રંગે પણ જુદો માણસ

। ક્યારે?

તો

## નીતિના નિયમો

નીતિના નિયમો જહીં બંધાતા દરરોજ,
તે રાષ્ટ્રે અનીતિ મહીં લોકો માણે મોજ.

## ત્રણ દેવોની રમત

અવતરું-ફરું-ને, હું મરું-આટોપું-લઈ વેશ :
ત્રણ દેવો રમતા રમત-બ્રહ્મા, વિષ્ણુ, મહેશ.

## વૈરાગ્ય

બિંદી તો એક ચિહ્ન છે-પતિ સાચું સૌભાગ્ય,
ભગવો ઠાલો વેશ છે-પ્રભુ સાચો વૈરાગ્ય.

## સુવર્ણ

સુવર્ણ સાચું અલ્પ છે, છે પિત્તળનું જોર :
સુવર્ણ રંગી ધાતુઓ, જગમાં ઢગલે ઢોર.

## હરિ નામ

લાખ વખત લખતો રહ્યો, કાગળ પર હરિ નામ,
પણ જો હૈયે ના લખ્યું તો તો દૂર છે રામ.

## ભેદ

નાતજાતના ભેદથી, મનમાં આવે ભેદ,
વાણી વેદ ભલે વદે, મનમાં રમતો ઢેડ.

## વેદાંત

પ્રથમ પ્રભુની વંદના, પછી તેના સિદ્ધાંત,
વેદ પ્રથમ છે વાણીમાં, પછી આવે વેદાંત.

## વાણીનું અધૂરાપણું

આંખોથી દેખાય, ને, મનથી પણ સમજાય,
તે વાતો નહિ સર્વદા, વાણીથી કહી જાય.

સોનું લઈને આપતો, કાગળ કેરી નોટ,
તેના વેપારે નહિ, આવે કદિયે ખોટ.

સોહ્ય

મન ભોળું, જીહ્વા મીઠી, આંખો નિર્મળ હોય,
તન છોને નહિ ઉજળુ, તે જન તો પણ સોહ્ય.

ક્યાં તરું?

દરિયામાં તોફાન છે નદીમાં છે જુવાળ,
ક્યાં જઈને તરવા પડું, તળાવ તોડે પાળ?

કાયદો

ઝાઝી દવાથી દેહમાં રોગો પ્રસરી જાય,
ઝાઝા છે જ્યાં કાયદા, રૈયત દુઃખી થાય.

સરખાપણું

સરખાં જો સઉ માનવી, સરખો જો અધિકાર,
તો તેને બાકી રહે, શિંગ પુચ્છનો ભાર.

ગત

સંતોની છે સદ્‌ગતિ, તેના તનમાં સત,
વિશ્વતણી સુધરે નહિ તો પણ બૂરી ગત.

જુદાપણું

કાળી ધોળી ગાય પણ, ગાયનું ગોરસ એક,
સરખો રંગે પણ જુદો માણુસ છે પ્રત્યેક.

સુખ ક્યારે?

જો મૃત્યુથી હું ડરું, જીવન ખારું થાય,
જો હું દુઃખથી ના ડરું તો સુખ મારું થાય.

### નીતિના નિયમો

નીતિના નિયમો જહીં બંધાતા દરરોજ,
તે રાષ્ટ્રે અનીતિ મહીં લોકો માણે મોજ.

### ત્રણ દેવોની રમત

અવતરું–ફરું–ને, હું મરું–આટોપું–લઈ વેશ:
ત્રણ દેવો રમતા રમત–બ્રહ્મા, વિષ્ણુ, મહેશ.

### વૈરાગ્ય

બિંદી તો એક ચિહ્ન છે–પતિ સાચું સૌભાગ્ય,
ભગવો ઠાલો વેશ છે–પ્રભુ સાચો વૈરાગ્ય.

### સુવર્ણ

સુવર્ણ સાચું અલ્પ છે, છે પિત્તળનું જોર:
સુવર્ણ રંગી ધાતુઓ, જગમાં ઢગલે ઢોર.

### હરિ નામ

લાખ વખત લખતો રહ્યો, કાગળ પર હરિ નામ,
પણ જો હૈયે ના લખ્યું તો તો દૂર છે રામ.

### ભેદ

નાતજાતના ભેદથી, મનમાં આવે ભેદ,
વાણી વેદ ભલે વદે, મનમાં રમતો ઢેડ.

### વેદાંત

પ્રથમ પ્રભુની વંદના, પછી તેના સિદ્ધાંત,
વેદ પ્રથમ છે વાણીમાં, પછી આવે વેદાંત.

### વાણીનું અધૂરાપણું

આંખોથી દેખાય, ને, મનથી પણ સમજાય,
તે વાતો નહિ સર્વદા, વાણીથી કહી જાય.

### સજ્જનની વાણી

ખારો અનુભવ થાય પણ, સજ્જનની પ્રિય વાણ,
કોયલ આમલી ખાય પણ, મીઠી તેની જબાન.

### ગમતી વસ્તુઓ

વક્તાને શ્રોતા ગમે, પ્રેમીને એકાંત,
શૂરવીરનું મન ઊકળે, યોગીનું મન શાંત.

### વ્યવહાર

નિયમ અને સિદ્ધાંતથી, નહિ ચાલે સંસાર:
જુદે જુદે ટાંકણે, છે જુદો વ્યવહાર.

### મન-નગરી

જંગલમા જઈને પડું, કે, મળતું એકાંત:
જે મનમાં નગરી વસે, તે મન ક્યાંથી શાંત?

### હાથ

હાથ મૂકે શ્રીકૃષ્ણ, ને, હાથ ધરે રઘુરાય,
બુદ્ધિ હાથ લગાડતી, તેને હોય ન હાય.

### સિદ્ધાંતનું ભૂત

જેને કો સિદ્ધાંતનું, વળગે મનમાં ભૂત,
તે માણસને આપ્તજન, ગણે સદાય અછૂત.

### મૌન

અભિનય કરવો સહેલ છે, સહેલી ચતુર જબાન,
મૂગાપણું મુશ્કેલ છે, કારણ તે ખરું જ્ઞાન.

### શ્રમ

જે માણસ આખું જીવન, કરતો નૈતિક શ્રમ,
સાથે તેના અંતરે, પ્રભુને માટે ભ્રમ.

## કાકરા

ચાળણીમાં કકર રહ્યા, દાણા ગયા ચળાઈ:
ભોગીને રોગો રહ્યા, જ્યારે મોજ છણાઈ.

## માટી અને પત્થર

પત્થર પર પાણી ફરે, માટી જીરવે જળ:
મૂરખની મૂર્ખાઈ તો, રહે સદા અવિચળ.

## રામનામ

રામસીતાના નામથી, રમતા લોક ભવાઈ:
નહિતર સઉ રોગો ઉપર, રામનુ નામ દવાઈ.

## હક

હક કરનારા જો કરે હકતલફી જગમાંહ્ય
હકવાલા રૂઠે, અને, હકનો પણ હક થાય.

## કામ કેમ સરે?

શ્રવણે વાણી સંતની, જીભે રામનું નામ,
દામ દીધા વિણ તેહનું, મરતું સર્વે કામ:

## પત્થર

પત્થરની પ્રતિમા હતી, પત્થરનું મંદિર.
દળદર કોનું ફીટ્યું, ત્યાં પટકીને શિર?



### ટૂંકું મન

બાંધ્યું પાણી હોજનું સત્વર તે ગંધાય,
ટૂંકા મનની માન્યતા કદી ન અપનાવાય.

### બેડોળ મુખ

રોષ, રુદન ને રીસથી, મુખ થતું બેડોળઃ
મદ્ય વિપાક થયા પછી, ગળ્યો ન લાગે ગોળ.

### કાજળ

o કાજળ કાળું હોય પણ, તે ચમકાવે આંખઃ
ગાલ ઉપર જો ચોપડ્યું, મુખડું મારે ઝાંખ.

### ચોર

વેપારી ધન ચોરતા, વનિતા ચોરે તન,
વકીલ મનને ચોરતો-તો પણ તે સજ્જન,

### સરખી વેલ

એનાં એ બી ખેતરે-સરખી લીલી વેલ,
કો પર કડવાં ચીભડાં-મીઠાં ક્યાંક ઊગેલ.

### તરનાર

માન, અને અપમાન બે તરીને પાર ગયેલ,
બીજો સાગર તેહને તરવાનો ન રહેલ.

### પ્રમાદ

ભીખથી ખાનારા કરે, હમેશાં ઉન્માદઃ
ચઢતો વર્ષા ઋતુમાં નદીમાં જેમ પ્રવાહ.

### અંધની આંખો

કાન ઉઘાડા રાખવા, જીહ્વા કરવી બંધ,
મનની આંખો ખોલીને, જોઈ શકે છે અંધ.

### મોજ

મોજમજા આનંદ છે પ્રભુદીધી બક્ષીસ.
જે નહિ ભોગવતો મજા, તે ન પિછાને ઇશ.

### ઘાંચીનો બેલ

ઘાંચી કેરા બેલની, તેલી બાંધે આંખ:
તું તારો તેલી બની, પાટા છોડી નાંખ.

### મિત્ર

હું સૌનો બનું મિત્ર ત્યાં, સૌ મારાં મટી જાય,
ગજગજ લાંબો હું ઊભો, સૌ મારા ભણી ધાય.

### શિર

જેના શિરમાં કંઈ નથી, તે પરનું શિર ખાય.
બુદ્ધિવાળા શિરનું, ત્યારે શિર ફરી જાય.

### કાવ્યોના ફાલ

જેવી રીતે જગતમાં જીવડાં મરે અકાળ,
સાહિત્યે તેવી રીતે, મરતો કવિતા – ફાલ.

### માણુસ ખાનારા

પશુને ખાનારા ઘણા, માણુસ કોઇ ન ખાય.
માણુસ માણુસ આપસે, મારીને હરખાય.

### સંતોષ

માગું છું સંસારમાં, સૌખ્ય, અને, સંતોષ,
બીજું માગું: વિપદમાં હું નહિ ખોઉં હોશ.

### હરિ

જેને સુખ મળતું હતું, તેને હરિનો સાથ;
જેને દુઃખ પડતું હતું, હરિ તેનો એક નાથ.

### સાથ

અમૃત ગયું છે આંખથી, સેવા રહી ન હાથ,
દયા ગઈ છે જીભથી—હજો ન તેનો સાથ.

### દુકાળ

ઘરવખરી, ધન, ધાન કે, મળે ન બીજો માલ,
હવે પડયો છે જગતમાં, સજ્જનનો દુકાળ.

### મિજાજ

બંદુક જેના હાથમાં, તેનો કર વિશ્વાસ,
પણ, નહિ તેનો જેહના, હાથે નહિ મિજાજ.

### પામર

તન વાધ્યું—ખાધું ઘણું, ધન વાધ્યુ—ભર્યું ઘર.
મન વાધ્યું સઉને દમ્યાં, તેથી તું પામર.

### દુર્જનમાં પલટો

કાચ કવચિત્ મોતી બને, લોઢું કંચન થાય,
દીપ કવચિત્ સૂરજ બને,—દુર્જન ના પલટાય.

### વર્ષા

વર્ષા વર્ષે સામટી, થલ જળમાં શમી જાય,
ધન વર્ષે જો સામટું, સુખને તાણી જાય.

### આચરણ

અન્ન ગળેથી ઊતરે, પણ નહિ પચતું જેમ,
જન સાચું સ્વીકારતાં, નહિ આચરતાં તેમ.

### સ્વર્ગનું સુખ

સ્વર્ગ-સુખ લેવા ફરું, નીકળી ઘરની બ્હાર,
જ્ઞાન થયું કે સ્વર્ગ છે અટવાતું ઘર દ્વાર.

યદુનાથ

દૂધમહીં માખણ હતું, સહજ ન આવે હાથ,
મનમંથનથી સાંપડે, સંસારે યદુનાથ.

મનનો મેલ

જ્ઞાનતણા ઘાટે જઈ ધોતો મનનો મેલ,
અહું ધોયું પણ ચિત્તનાં કપડે મેલ રહેલ.

ઘટીનાં પડ

એક સત્તા, એક સાહ્યબી, બે ઘટીનાં પડ,
એ બે વચ્ચે જાય જે, તેની નીકળે જડ.

મજુરી

મજુરી ખાલી નહિ જતી, મળતા તેના દામ,
તું સેવા કર લોકની, મજુરી દેશે રામ.

ચિંતા

પાંદડીઓ ચિમળાય જ્યાં, પરિમલ ફૂલડું ખોય,
ચિંતાથી માણસ ગળી, સજ્જનતાને ખોય.

કૂતરો

કબીર કૂતરો રામનો, હું દાનવનો થાઉં,
કબીર મુક્તિ પામતા, હું દોજખ અથડાઉં.



### પ્રભુભજનનો રોગ

લૂટ્યાં મેં સંસારથી, ધન, કીર્તિ, ને ભોગ,
તેથી નવ લાગ્યો મને, પ્રભુભજનનો રોગ.

### બુદ્ધિનો ચોર

જેની જીભમાં જોર છે, પણ મનમાં નહિ જોર,
તે માણસને જાણવો, બુદ્ધિકેરો ચોર.

### બે કાળ

કાલ પછી તો આજ છે, તે પછી આવતી કાલ,
આજ હમેશા નાની છે, છે બે કાળ વિશાળ.

### મોજ

કાલે મોજ કરી હતી, આજે ફરી કર મોજ,
જે મોજો કરી તે કરી, મોજ ન આવે રોજ.

### માનવ ઉદ્યાન

ઓષ્ઠે મનહર સ્મિત છે, જીભે મીઠી વાણ,
અમીદૃષ્ટિ છે નેનમાં, ત્યાં માનવ ઉદ્યાન.

### સ્થાનભ્રષ્ટ

તરુવર પરથી ફળ પડ્યું, પાછું નહિ મુકાય,
સ્થાનભ્રષ્ટ થયેલનું, સ્થાન હમેશાં જાય.

### વિશ્રામ

દિન તો શ્રમ માટે ઘડ્યો, છે રાતે આરામ,
શ્રમ છે આખી જિંદગી, છે મૃત્યુ વિશ્રામ.

### સાધુની વિભૂતિ

કો સાધુની વિભૂતિ જ્ઞાન-ભક્તિની શાખ,
કો સાધુની વિભૂતિ છાણા કેરી રાખ.

જે કાવ્યે ન મધુરતા, ના કાન્તિ, ન પ્રસાદ,
કુરૂપ નારી જેવું તે – છે કરતું નિનાદ.

### કીર્તિમંદિર (ગાંધીજીનું)

તારા કીર્તિમંદિરે, નહિ ભાલા તરવાર,
નહિ સત્તાની સાહ્યબી, નહિ ઘોડા અસવાર.
તારા કીર્તિમંદિરે, નહિ રૂપાનાં દ્વાર,
સોનાના ઘૂમ્મટ નહિ, નહિ આરસ દિવાર.
તારા કીર્તિમંદિરે, નહિ ફૂલના ઘમરાટ,
ના ચંદન કે આરતી, નહિ શાસ્ત્રોના પાઠ.
તારા કીર્તિમંદિરે, ઘંટ તણા નહિ નાદ,
પંથ નહિ, મૂર્તિ નહિ, કે, નહિ વાદવિવાદ.
તારા કીર્તિમંદિરે, ના ધૂપ, દીપ, કપુર,
ઘી, સાકર, અક્ષત નહિ, નહિ નાણાંનું નૂર.
તારા કીર્તિમંદિરે, છે નહિ હોમ હવન,
પત્થરનું પૂજન નહિ, કે, તપ, જાપ જપન.
તારાં કીર્તિમંદિરો જનહૈયાંની માંહ્ય,
માનવતા જ્યાં જ્યાં હતી, ત્યાં ત્યાં તું પુજાય.



### કાવ્યના ગુણ

સમતા, કાંતિ, ઉદારતા, શ્લેષ, સમાધિ, પ્રાસ,
કાવ્યતણા ગુણ અર્થ છે: પુનરુક્તિ પ્રતિકાશ.

### ખરું સુખ

ખાય, પીએ, ક્રીડા કરે, બહાર જઈને જન,
કિંતુ સુખ સાચું હતું તેને ઘર આંગણ.

### સુખ હરનાર

સુવર્ણ, સત્તા, સ્ત્રી ત્રણે, શાંતિનાં હરનાર,
સુખના એ ત્રિનેત્રથી, વર્ષે છે અંગાર.

### સાચો જીવન–મર્મ

મન, વાણી, ને કર્મનો, જ્યાં નહિ જુદો ધર્મ,
ત્યાં જનને સમજાય છે, સાચો જીવન–મર્મ.

### ભૂલ

ભૂલ ભૂલ્યે ફરીને ફરી, એક જ ભૂલ કરાય,
ભૂલ નહિ ભૂલાય તો, તે ભૂલ ફરી ન થાય.

### અનુભવ

માનવીને સંસારમાં અનુભવ છે ઘડનાર,
સોનાને એરણ ઉપર જયમ ટીપે સોનાર.

### મેઘ અને કિસ્મત

વાવ્યાં સારાં કર્મ, પણ, કિસ્મતની ન રહેમ,
બીજ વાવે છે ખેડૂતો, મેઘ ન વર્ષે જેમ.

### ત્રણ સંત

એક સંત તે બુદ્ધ છે, બે કહેતાં ઈશુ – બુદ્ધ,
ત્રણ સંતો કહેતાં બને, ગાંધી, ઇશુ ને બુદ્ધ.

### ખુલ્લી અને બંધ આંખ

આંખો ખુલ્લી રાખવી, જ્યારે થાય પ્રમાદ,
આંખોને મીંચવી સદા, મનમાં થાય વિષાદ.

### શનિ

ખુશ માણસને સઉ આપે છે સન્માન,
શનિના ગ્રહની શાંતિને માટે છે જપદાન.

### માયા

પ્રભુએ માયાને રચી, કીધા સપ્ત પદાર્થ,
જેથી વિશ્વતણી કૃતિ, બ્રહ્માંડે થતી સાર્થ.

### શબ્દ

દ્રવ્ય, કર્મ સંજોગથી, જન્મ ધરે છે શબ્દ,
જેની શક્તિને લીધે, જ્ઞાન સમાગમ લબ્ધ.

### નથી છતાં છે.

સુખ કંઈ નાણું છે નહિ, તો પણ તે લૂંટાય,
પ્રેમ નથી જળનો ઝરો, તો પણ તે વહી જાય.

નારી – રૂપ વારિ નથી, તો પણ તે પીવાય,
નયણાં કંઈ ફૂલડાં નથી, તો પણ વિકસી જાય.

### સતની શોધ

નિધ્યંજનથી પૃથ્વીમાં દાટ્યું મળતું ધન,
પ્રેમતણા સિદ્ધાંજને, શોધે સત્ મોહન.

### ચાકડે ચડેલી મતિ

ધનથી યશ મળતો હતો, છે યશથી સંતોષ,
મતિ ચડતી'તી ચાકડે, તે છે તેનો દોષ.

સરસ્વતી અને લક્ષ્મી

સરસ્વતીની લક્ષ્મીથી પૂજા કરે રાજન,
સરસ્વતીથી લક્ષ્મીની પૂજા કરે ચારણ.

કાંતણ અને વણાટ

ચરખો કાઢે તાર, ને, શાળ વણે છે તાર,
કાંતે ચિત્ત વિચારને, વાણી વણે વિચાર.

હાસ્યરસિક પુસ્તક

તારા પુસ્તકમાં નહિ હસવા જેવું ક્યાંય,
તેથી તુજ પુસ્તક ઉપર મુજ હસવાનું થાય.

દુર્જનની બુદ્ધિ

દુર્જનની બુદ્ધિ ઉપર છૂટે એવો ત્રાસ,
કે, તેની સદ્‌બુદ્ધિમાં આવે નહિ વિશ્વાસ.

લક્ષ્મી

સેવિકાઓ કૃષ્ણને, લક્ષ્મી જેવી હજાર,
દુનિયામાં લક્ષ્મીજીને સેવક અપરંપાર.

સફળ જીવન

નૂપુરનો ઝણકાર, ને, અસિઓનો ટંકાર,
એ બેને સુણનારનું, જીવન નહિ સુનકાર.



## સુખી માનવી

એક સુખી છે માનવી, જીવનભર નખશિખ:
મોહ નહિ જીવવા તણો, મૃત્યુની નહિ બીક

## હવા

ધનિકોના પ્રાસાદમાં, હોય હવા ચોપાસ.
ગરીબની મહેલાત તો, હોય હવામાં ખાસ.

## કૂંકાડો

કૂંફાડે ફફડી મરી જીવવું જીવનભર,
તે કરતાં તો દંશથી મરી જવું બહેતર.

## ગીતબાણ

પ્રાસાદિક શકિત નથી, પ્રતિભાહીન જો વાણ:
કો અંતરમાં ના ખૂંચે—શા ખપનું ગીત-બાણ?

## હાય

અવસર આવ્યે લખી લઉં, યાદ કરેલી હાય,
સ્નેહસ્મૃતિઓ ભાવિમાં, બહુ વેળા વિસરાય.

## પોપટની વાણી

પોપટના પરિપાકમાં, શબ્દ—ધ્વનિ અનુસાદ,
પરિશીલન ત્યાં છે નહિ—ત્યાં છે નહિ આસ્વાદ.

## ભૂત

ખેતરનાં ઢેફાં મહીં મંડુક જ્યમ દેખાય,
તેમજ લોકો દેખતાં, મૂર્તિમાં વિભુરાય.

## વાણી

વાણી રાણી વિશ્વની, ચતુર અને ઉદાર,
સઉની તે સેવા કરે, ધરી નવીન શૃંગાર.

પાળ

વિચારના વારિતટે, વાણી બાંધે પાળ,
રોકી શકે નહિ તે કદિ ઉર્ધ્વ તરંગની ચાલ.

ગાંધી બાપુ

ચાર ભુજાવાળા ઘણા, વિષ્ણુ ચતુર્ભુજ એકઃ
ગાંધીયાણું કરે ઘણા, ગાંધી બાપુ એક.

ત્રિગુણ

હરડાં, બહેડાં આંમળા, ત્રિફળા કહેતાં થાયઃ
સત્ય, અહિંસા, પ્રેમનો, ત્રિગુણમાં સમુદાય.

મીઠાશ

રસમય વાક્ય જ કાવ્ય છે, શબ્દ મીઠો છે શ્રાવ્ય,
ભોગ મીઠો તે ભાગ્ય છે, મૌન મીઠું વૈરાગ્ય.

રામ નહિ વસે

જેના અંગે વાસના, જેના સંગે કામ,
રામા જેના હૃદયમાં, ત્યાં ના વસતા રામ.
જેના મુખે પાન છે, જેના હાથે જામ.
શ્યામા જેના ચિત્તમાં, ત્યાં ના વસતા રામ.

શારડી અને ગાંધી

શારડી વીંધે મોતીને, તે નહિ પાડે ટાંક,
ગાંધીએ પ્રીતે વીંધ્યા, રૂદ્ર અને વળી રાંક.

દીકરાને શિખામણ

દીકરા શિરમાં રાખજે હીર, ખુમારી, ખમીર,
જેથી સઉ નમશે તને, ધીર, વીર કે મીર.

શિખામણ

દીકરા તારા કુળને ભલે નહિ તું તાર,
જો તું તારા પંડનો કરી શકે ઉદ્ધાર.

અક્કલ શેઠ

સો બળ વેઠ કરી રહ્યાં અક્કલ એક જ શેઠ,
મૂરખ તો ભૂખે મરે, અક્કલ પૂરે પેટ.

શબ્દમાં દરિદ્રતા શાને ?

શબ્દે શીદ દરિદ્રતા? શબ્દ જીતે છે મન,
ભંગીને ગાંધી કહે: 'તું તો છે હરિજન.'

દંભ અને સત્ય

જે ગુણ અવગુણ ઢાંકતો તે ગુણ છે અવગુણ,
દંભ સદા અવગુણ છે, સત્ય સદા સદ્ગુણ.

એક જ માટીનો માનવી

માનવી એક જ માટીનો, છે જુદા આકાર,
આદર્શો નહિ ભિન્ન પણ, ભિન્ન રહેલ પ્રકાર.

વર્તમાન

ભૂતકાળ ભૂલી જજે, નહિ ભાવિને ન્યાળ,
જીત જિંદગી, રાખીને, વર્તમાનનો ખ્યાલ.

મોટાંની મૂર્ખાઈ

મોટાંની મૂર્ખાઈથી, નાનાંને નુકસાન,
મોટાં ગોધણ ચોરતાં, નાનાં દે છે દાણ.

એક કવિના ઉદ્ગાર

મારાં ગીતની આજ તું, કર ટીકા કે ટોળ,
ગોળ તને કયાથી ગમે, તેં ખાધો છે ખોળ!

### સાચો કવિ

સાચા કવિને કલ્પના, સત્યતણું એંધાણ,
સાચા કવિને સત્યનું થાય જરીમાં ભાન.

### અનામી દેવ

ધન, કીર્તિ દેનાર છે કોઈ અનામી દેવ,
લાયકને તે દે નહિ એવી તેની ટેવ.

### બાળકનું પાપ

બાળકનું ભાવિ ઘડે, બાળકનાં માબાપ,
તે ઘડતરમાં બોલનાં અણઉકેલ્યાં પાપ.

### સત્તાનુ ઘેન

ઘેન ચઢે મદિરાતણું, ફક્ત ટકે પળવાર,
સત્તા કેરા ઘેનનો, નહિ એકે ઉતાર.

### માત પિતાની ઇચ્છા

માતપિતા શાને ચહે, જિંદગીભર અહેસાન?
પ્રેમની સત્તાનું હતું તે બૂરું પરિણામ.

### સિપાહી

જીવનના સંગ્રામમાં તું બનજે સિપાહી,
સત્યતણો ડર રાખજે, મરવાનો કદિ નાહિ.

### ગાંધીજી

વર્ષો પછી હિંસા થશે, દુર્જય ને દુરંત,
વિશ્વ ફરીથી માગશે, ગાંધી જેવા સંત.

## ૩ સુભાષિતો

### શિવ

શિવ ઘાતકી છે વિધ્વંસક છે, વળી તાંડવનો ઉત્પાદક છે,
પણ શિવસમો નહિ સર્જક કોઈ સકળ સૃષ્ટિનો પાલક છે:

### નદીનું જ્ઞાન

દુનિયાની નદીઓ જાણે છે સાગર એક જ શુદ્ધ રહેલ,
સર્વ નદીનાં પાણી પીતો, તો પણ, તે સ્થિતપ્રજ્ઞ રહેલ.
મારાં પાપ તણો નદ ઉછળે સાગર પાસે દોડી જાય.
દયાસિંધુમાં જ્યાં સઉ પાપો પ્રેમલ ભાવ થકી જીરવાય.

### ભાવિક

ભાવિક જ્યારે અંદર પેસે, મસ્જિદમાં, કે, મંદિરમાં,
ભગવાં દેખી ભૂધર ભાગે ખાઈ ઠોકર ઉંબરમાં.
કોઈ પુકારે બાગ, અને કોઈ ઘંટારવ કરતું,
એક બીજાથી ડરીને ચાલે ઈશથી કોઈ નહિ ડરતું.

ગીતાનો કોઈ પાઠ કરે છે, તો કોઈ કુરાન પઢે છે,
કોઇ સાધુ, કોઈ સાંઇ, અને શ્વાનસમાન લડે છે.
કોઈના મુખમાં ગીતા બોલે, કોઈને મુખ કુરાન:
એ બેમાંથી કોઈના હૃદયે, રહ્યા નહિ ભગવાન.



પશ્ચાત્તાપ

પાપકેરાં પરિણામે રહે પુરાંત શૂન્યની,
પર્વણી તો શરૂ થાય પશ્ચાત્તાપથી પુણ્યની.

અતૃપ્ત આત્મા

વહ્યાં વર્ષો ઝાંઝાં, હજુય બહુ વર્ષો વહી જશે;
પરંતુ ના મારો જીવ કદીય સંતોષ ધરશે.
લીધું દીધું સર્વે ફરી ફરી દઈ જીવ ગ્રહશે,
પરંતુ તૃપ્તિ આ પ્રણયી દિલને ના કદી થશે.

ભક્તિ

તું બિંદુ છે ઇશ-જગતમાં, ઇશ છે પૂર્ણ સિંધુ,
સિંધુ સાથે મિલન કરવું તુજનું લક્ષ્યબિંદુ.
ટોળાંમાંથી છૂટું પડી જતાં વાછરું ટળવળે છે,
તેવો તારો જીવ શિવ થવા કેમ ના વલવલે છે!

પ્રીત

મુજ દુર્બળ વાણીની દર્દભરી કદી કોઈ સુણે નહિ છો કથની,
કહું સાચી હકીકત જો હું તને, પછી શું પરવા પડી વિગતની!
તુજ પ્રેરક પ્રીત પ્રીતિ જીતતી, જીતતાં પ્રીત તે વળતી દઈ દે;
પ્રીત પ્રીત મહીં નહિ ભેદ રહ્યો, પ્રીત બે જણની પ્રીત એક રહે.

તૃષા

સમુદ્રવત્ સંસારે રહીને માનવી મરતો તૃષાથી:
સત્યસાગરે ક્ષાર વલોવ્યો, આત્મતૃષા નહિ છિપાતી.



## અવગુણનિધિ

પાપરહિત પરમેશ્વર છે, તો કોણે પાપ બનાવ્યાં છે?
દીનદયાળુ ઇશ્વર છે, તો દુઃખનો સૃષ્ટા કોણ હશે?
વિભુવર મારો ન્યાયી છે, તો, ગરીબ તવંગર ક્યાંથી થતાં?
સર્વ શક્તિના આદ્ય પ્રણેતા અવગુણનિધિ નાથ હતા!

## અમી

પીધી સુધા જગતમહીંથી ઘૂંટડે ઘૂંટડે મેં,
કિંતુ હું તો વિષમય રહ્યો રોમરોમે સદાયે.
વિશ્વેથી મેં વિષ લીધું, અને, જીરવ્યું અંગઅંગ,
ત્યારે ફૂટ્યા દિલમહીં ફુવારા અમીના અભંગ,

## ખોટું

ખોટું કીધાથી ન વદાય સાચું,
ખોટું વદ્યાથી ન સૃજાય સાચું.
ખોટું સૃજ્યે ના નિભવાય સાચું,
ખોટું નીભ્યેથી ન જીતાય સાચું.

ખોટું લખ્યે ના ઉકલાય સાચું,
ખોટું રડ્યેથી ન હસાય સાચું.
ખોટું લડયેથી ન જીતાય સાચું,
ખોટાં શરે કિંતુ ઘવાય સાચું.

ખોટું ડર્યેથી લજવાય સાચું,
ખોટું દીધેથી ન રળાય સાચું.
ખોટું રચ્યે ના સચવાય સાચું,
ખોટું કહ્યેથી સમજાય સાચું.

### જ્ઞાની

અજ્ઞાના ગિરિશિખરે કુટિર તું બાંધી રહે મોજથી.
ને, જો, માનવતા નીચે, ધન અને કીર્તિ પૂંઠે દોડતી,
સત્તાને ગ્રહવા, પૂઠે બઠી જવા બુદ્ધિ લડાવે વડી.
રાત્રિદિન લડે વઢે, જીવી રહે શોષાવીને જિંદગી.

### ડંગોરો

તું પંગુની કાષ્ઠની ઘોડી બનવા શીદને મથતો?
ડંગોરો બળવાનતણો તું બનવાથી શીદ હઠતો?

### સત્ય

સાચને ન આંચ છે, એ વાત છે ખરી:
(પણ) સાચ કોણે જોયું છે આંખથી નરી?

### પ્રભુની હસ્તી

પ્રભુની હસ્તીને મેં જ્યાં ફસાવી શબ્દજાળમાં,
ફસાયો માનવી હું તો પ્રભુની ભ્રાંતિજાળમાં.

### પોતાનો આત્મા

નિરખીને માની નહિ લે, ને, સૂણીને નહિ બોલ,
પરદા ઉપર પાહુ વાગે, શબ્દ બને છે ઢોલ.

બંધ હતી આત્માની બારી તેને તું નહિ ખોલ,
બ્હાર જશે અંતરની વાતો, અંદર રહેશે પોલ.

આત્માને નહિ સામ્ય બીજામાં, બીજાં સર્વ ડફોળ;
મૌન ધરીને એકલતામાં તારો આત્મા ખોલ.

મૂરખ સૌ કોઈ તુજને કહેશે મૂરખનો કર ટોળ,
ખારો કહેતાં ક્ષાર બને નહિ, મીઠો કહેશે ગોળ.

### માત્રા

માનવતાની અધૂરી યાત્રા,
ગાંધી ત્યારે આપે માત્રા;
'માર્યાથી પણ જો મરવાના,
માર્યાવિણુ શીદને મરતા ના?'

### સત્ય

બહુ બોલું જ્યારે નહિ વદી શકુ સત્ય સઘળું,
નહિ બોલું ત્યારે, મન થકી રહે સત્ય અળગું.
સૂજી ઊઠે મારું જહીં જહીં મૂકું છું જ પગલું,
જૂઠું દેખું વિશ્વે જહીં જહીં મૂકું છું જ ડગલું.

### નિંદા

થતી નિંદા તેથી બહુ ખુશી થતો – સત્ય સમજું.
મીઠા મીઠા બોલે થઈ ખુશી જતો ફક્ત ગરજું.
રહે, નિંદા–નાદે, મૃદુ વચનથી યે સ્થિર મતિ,
નહિ પારા જેવી ચડઉતર મારી થતી ગતિ.

### આદિ મૂળ

વાતોમાં બેઠા હતો, ને મેં કીધી એક ભૂલ,
જોવાની ઇચ્છા કીધી, ક્યાં છે આદિમૂળ.
હું જોઉં છું સ્થૂલને, મૂળ નહિ દેખાય.
ઊંડુ કેટલું ખોદશો? છે પાણી ને ધૂળ!

### ભૂલ

પામર માનવીઓ જગમાંહી,
કરી રહ્યાં છે ભૂલ.
દૈવી ગુણુવાળા કોઈ તો,
કરે હંમેશ કબૂલ

### ગુલામ

મારી ગુલામીમા ગુલાબી છે રહી સંતોષની,
તેથી કરુ હું વાત ના પરતન્ત્રતાના દોષની.

### ક્ષુધાર્ત

અન્ન વિનાના ભૂખ્યા માનવી ડગલે પગલે મળતા,
ધનની ભૂખથી દુર્બળ મનના માનવીઓ સાપડતા.

મનના જઠરાગ્નિમાં જેને આગ ભભૂકે બળતી,
તેવા સસ્કૃતિ માટે, ભૂખ્યા લોક જગે કયા વસતા?

### મૂર્તિપૂજક

મૂર્તિપૂજા હું કરનારો, જોઈ શકુ જો આગળ,
મારી સસ્કૃતિ અણનમ રહેશે, જેમ રહ્યો વિધ્યાચળ.

એક પ્રભુને પૂજનારાઓ કતલ કરે બીજાની,
લાખ દેવને પૂજનારો હું વિશ્વપ્રેમી છો પાગલ.

### માનવતાની પૂજા

બકરી, ને, ગૌઆ હું પૂજુ, હું પૂજુ છુ પત્થરને,
વૃક્ષ, વેલ, વિહંગ હું પૂજુ, હુ પૂજું છું સરવરને.

પલભર વખત મળે નહિ પૂજવા માનવતા જે સુપ્ત રહી,
લોભ [કરુ પૂજવા જીવનભર ગુપ્ત રહેલા ઇશ્વરને.

### શરવીરતા

તારું દૂષણ જો ડરવાનુ સઉ કોઈ તુજને ડારી જશે.
તારું ભૂષણ જો મરવાન્, સઉ કોઈ તુજને મારી જશે.
તારા સૌમ્ય સ્વભાવ–સુજનતા–પર ના કોઈ વારી જશે,
જીત મેળવવા છો તું ઇચ્છે, એક પલકમાં હારી જશે.

### ભૂષણ

ખડ્ગ અરિનું દૂષણ છે, તો, તારું ભૂષણ ઢાલ રહે,
ખડ્ગતણો ઘા ઝીલવા માટે, નિત્ય તને મન ખ્યાલ રહે.
આક્રમણ જો અરિનું દૂષણ, સંરક્ષણ તુજ ભૂષણ છે,
અરિના હાલ તણો નહિ ખ્યાલ તને, તો તું બેહાલ રહે.

### સત્તાનો દોર

દેવ નહિ થા! માણસ જેવો માણસ રહેજે, ઢોર નહિ,
દેવ બની ને પત્થર થા મા, ઢોર થશે જો જોર નહિ.
જીવશે નહિ કમજોર હશે જે, ને, મરશે તે જંતુની જેમ,
તારું રાષ્ટ્ર ગુમાવીશ પલમાં સત્તાનો જો તોર નહિ.

### નિર્બળ

સત્તાને સઉ કોઈ સુણશે, ને જોરાવર ને સઉ નમશે,
દીન, દયાળુ, દુર્બળ જનને સઉ આ વિશ્વમહીં દમશે.
નિર્બળતાને કારણ માનવ સદૈવ તું હતભાગી રહ્યો,
દુર્બળતાને કારણ તકદીર તુજને છોડી દૂર જશે.

### બળ

જે નહિ જીતે હારી જતો તે, જ્યારે જ્યારે બંડ થયું,
નિર્બળનું બળ રામ નહિ પણ, શામ, દામ, ને દંડ રહ્યું.
જે જીતે તેને જીવવાનું, જે મારે તેની તરવાર,
શૂરવીર ભાગ્યે હાસ્ય હતું, ને, કાયરને આક્રંદ રહ્યું.

### એકાંત

ઊંચી અટારી કોઈ ન પાસે, અંતરને એકાંત,
મનસાગરમાં ભરતી ઉછળે જગસાગર છે શાંત.

## આર્યા

શક્રવર્તી આ યુગમાં આર્યા, આર્ય શક્તિનું તું પ્રતિબિંબ,
તું છે જાહ્નવી જગત્ જનેતા, તું કાલિકા, તું જગદંબ.
બળવાળી, તું શક્તિશાળી, પ્રતિભાશાળી રણચંડી,
મહામાયા તું પ્રેરક મૂર્તિ મૂર્તિમંત તું માતા હિંદ.

## પથ્થરના દેવ

દૃષ્ટિથકી મેં દૃશ્ય નિહાળ્યું, મેં દીઠા સામે અધિદેવ,
કોઈ કહે તે બ્રહ્મા, વિષ્ણુ, કોઈ કહે તે છે મહાદેવ.
દેવ નથી પથ્થર, કે, ગિરિવર; તરુવર, સરવર દેવ નથી,
પથ્થર ને પ્રતિમા પૂજવાની હિંદુઓને પડી કુટેવ.

## વેદ

જૈન, બુદ્ધ, વૈષ્ણવ રામાનુજ, શૈવ શક્તિ કે બીજા પંથ,
સાગરમાં મળતી નદી તેવો-વેદ મહીં છે તેનો અંત.
આત્માનું પ્રક્ષાલન કરતું કોઈ નદીના પાણીથી,
સાગરનીરે આત્મા ધૂએ કોઈ સંન્યાસી કે કોઈ સંત.

## હિંદુ

આર્યને નવું નામ આપ્યું'તું પવિત્ર મહાનદ સિંધુએ,
દસ્યુ, અનાર્ય અને દ્રવિડોને આર્ય બનાવ્યા હિંદુએ.
ધર્મ, જાતિ ને સંસ્કૃતિ ભેદો આર્યાવર્તે નષ્ટ કરી,
સર્વ વિરોધી તત્ત્વો કીધાં એક જગતમાં હિંદુએ.

## મોહનની કથા

માટી, પાણી અને બીજ-એ ત્રણથી બનતી લતા,
અહિંસા, પ્રેમ, ને સત્ય-એ છે મોહનની કથા.

જેના મુખ મહીં સમુદ્ર લીન છે તે મત્સ્યરૂપે વિભુ,
જેની પીઠ પરે સતું જગત છે, તે કૂર્મરૂપે વિભુ,
જેણે દાંત મહીં વરાહરૂપથી છે પૃથ્વી ગોળો ધર્યો,
જેણે નિજ નખે હિરણ્યકશિપુ, નૃસિંહરૂપે હણ્યો,
જેણે વામન થૈ ભર્યાં, ત્રણ પદે પાતાળ દિગંતને,
પરશુરામ બની હણે જગતમાં ક્ષત્રિયના વંશને,
આણે રાવણ જે હણે રણ મહીં તે રામરૂપે વિભુ,
જેણે કંસ હણ્યો સુકોમળ કરે, તે કૃષ્ણરૂપે વિભુ,
જેણે પ્રેમથી વિશ્વને જીતી લીધું તે બુદ્ધરૂપે વિભુ,
જેણે સત્યથી વિશ્વને ભરી દીધું તે ગાંધીરૂપે વિભુ.

ભૂખ્યો

ધાનકો સંચય કરતા રોટી,
ભૂખ્યાંની આંખો તે જોતી,
ભૂખ્યો તો રોટી લૂંટવાનો.

ધનિકો શૉદને સંચય કરતા?
ખાધા વિણુ ખજાના ભરતા:
શું ન ખજાનો છે ખૂટવાનો?



### ત્રણ દોષ *

આરોપ્યાં રૂપ ધ્યાનમાં અરૂપને, મેં કલ્પનાઓ કરી,
આલેખ્યા સ્તુતિમાં અવર્ણનીયને—તે દુષ્કૃતિ માહરી,

વ્યાપી સર્વ રહ્યો પ્રભુ! હરીજને મેં તીર્થયાત્રા કરી:
—મારા આ ત્રણ દોષ તું કર ક્ષમા, ઓ દેવ દાનેશ્વરી.

### ઘનમાનસ

માખણ ચોરીને ડરથી તેં, માર્ગ સ્વીકાર્યો છુપનનો.
શીદને તું ઉપયોગ કરે નહિ, મુજ ઘનમાનસ ભુવનનો?

### રૂપ

હું દેહરૂપે વિભુ દાસ તારો
ને, અંશ તારો વિભુ જીવરૂપે,
આ મુજની નિશ્ચય માન્યતા છે,
કે, એક હું—તું વિભુ આત્મરૂપે.

### પાત્ર

સાચું કહું છું, નહિ માનજે જૂઠું,
વિજ્ઞપ્તિ મારી સુણી લે શરૂમાં.
મારા સમો પાત્ર ન સાંપડે તને,
જો દીનતા દાખવવાની ઇચ્છા.

### પ્રેરણા

હું ધર્મ જાણું નહિ આચરી શકું,
અધર્મ જાણું ન નિવારી યે શકું.
પ્રભુ! તું મારા હૃદયે રહેલો,
તું જેમ પ્રેરે ત્યમ હું કરી શકું.

* 'ત્રણ દોષ' થી 'પ્રતીક્ષા' સુધીનાં સંસ્કૃત પરથી

## ભક્તિ

તારાં ભજને છે નહિ ભક્તિ, તુજ પાદાર્વિંદે ના રક્તિ,
મારે વિષય થકી ન વિરક્તિ, ધ્યાનમહીં છે ના આસક્તિ.
આવું ચિંતન કરીને મનથી, નિત હે પરમપુરાતન શક્તિ!
માત્ર સુભાષિતવાણી કુસુમે, કરવા મથતો આદ્યની ભક્તિ.

## કૃષ્ણની વીરતા

બલથી હાથ ધુત્કારી, ગયો તું કૃષ્ણ મુરારી,
કીધી તેમાં શી ચાતુરી?
હૃદયમાંથી છૂટી જઈને, જશે તો વીરતા તારી.

## મુરલી રવ

મુરલીધર તું રાંધણુ સમયે, મુરલીરવ મીઠો નહિ વા;
સૂકાં ઇંધણુ રસમય બનતાં, અગ્નિ મંદ પડે વળી ત્યાં.

## ચોર

કામિની કાયા વનમાં દુર્જય કુચ પર્વત છે દુસ્તરઃ
ના! જા! મનપંથી! ત્યાં વસતો કામ નામનો તસ્કર.

## મંદ બુદ્ધિનું કારણ

ઘૃત, લવણુ, તાંદુલ તેલ, કે
લોટ નથી ઘરમાં?
ચિંતા થાય સતત એ તેથી
મહાબુદ્ધિ યે મંદ આખિરમાં.

## જંગલ જેવું ઘર

હોય ના જો મનોહારિ ગૃહિણી ગૃહને વિષે.'
ભરેલાં ભવનો તો યે શૂન્ય જગત્ શા દીસે.

, વપુ રમ્ય ને નારી છે તેવી રમ્ય,
વળી ભવ્ય કીર્તિ, વસુ મેરુ તુલ્ય:
યશોદા-કિશોરે નહિ ચિત્ત ચોંટ્યું!
પછી શું? પછી શું? પછી શું? પછી શું?

ન ભોગે, ન યોગે, નથી અશ્વરાગે!
નથી ચિત્ત, કાંતા મુખે, વિત્ત ભાગે:
ન કિંતુ યશોદા-કિશોરે પ્રપત્તિ!
પછી શું? પછી શું? પછી શું? પછી શું?

મુખે વેદ, ને, શાસ્ત્રનાં સર્વ અંગ,
વળી ગદ્યને પદ્યનો હોય રંગ:
પરંતુ યશોદા-કિશોરે ન સંગ!
પછી શું? પછી શું? પછી શું? પછી શું!

## મૃત્યુ પામેલી પ્રિયાને

મારો ધર્યો, પડી જવાની ભીતિથી હસ્ત,
પાષાણુ વેદી ચડતાં જ વિવાહ-કાળે,
તો તું વિલાસિનિ! ચઢી ત્યજી કંથ તારો,
સ્વર્ગે કઈ રીતથી આજ?

સ્વપ્નેય ભામિની! નહિ કરી તેં અપે
દૃષ્ટિથી યે પુરુષ અન્ય
તો તું પરં પુરુષ નિર્ગુણને,
શાને પ્રિયે જઈ રહી

અમૃતથી ય વધુ શ્રેષ્ઠ વિલાસ તારો
જે કાવ્યરૂપ બની ચિત્ત મહીં પ્રવેશે,
તેના વિના શીલવતી? વદ કેમ મારી,
આ ચિત્તહારી કવિતા રમણીય રહેશે?

ગાંડાનો બકવાદ

મધુરસથીયે મધુર અધરને
સ્થાપિત, કર મધુરિ! મુજ વદને,

કરકમલ તું ગ્રહ મુજ જલદી,
પ...પ પડીશ હા...હા જ...જ જમીને.

મુસાફરને જવાબ

"શાને અરે કૃશ કૃશોદરી તું?"
"પંચાત શાને પરકીય વાતે?"
"વિનોદ અર્થે : મુજને કહે તું."
"પંથી! કહેશે તુજ પત્ની જાતે."

ભવતરણી

રૂપજળ, ચંચળ નયન, નાભિ–ભ્રમ, કેશ–નાગ, તરણી:
તેને સાદા સજ્જન લોક ગણે શીદને ભવતરણી?

પ્રતીક્ષા

સંધ્યાકાળે, નિયત વખતે, મીટ માંડે ઝરૂખે,
આવ્યો દેખી પ્રણયિની મને, આણતી સ્મિત મુખે.

*

વપુ રમ્ય ને નારી છે તેવી રમ્ય,
વળી ભવ્ય કીર્તિ, વસુ મેરુ તુલ્ય:
યશોદા-કિશોરે નહિ ચિત્ત ચોંટ્યું!
પછી શું! પછી શું? પછી શું? પછી શું?

ન ભોગે, ન યોગે, નથી અશ્વરાગે!
નથી ચિત્ત, કાંતા મુખે, વિત્ત ભાગે:
ન કિંતુ યશોદા-કિશોરે પ્રપત્તિ!
પછી શું? પછી શું? પછી શું? પછી શું?

મુખે વેદ, ને, શાસ્ત્રનાં સર્વ અંગ,
વળી ગદ્યને પદ્યનો હોય રંગ:
પરંતુ યશોદા-કિશોરે ન સંગ!
પછી શું? પછી શું! પછી શું? પછી શું!

મૃત્યુ પામેલી પ્રિયાને

મારો ધર્યો, પડી જવાની ભીતિથી હસ્ત,
પાષાણ વેદી ચડતાં જ વિવાહ-કાળે,
તો તું વિલાસિનિ! ચઢી ત્યજી કથ તારો,
સ્વર્ગે કઈ રીતથી આજ વિચાર સાલે?

સ્વપ્નેય ભામિની! નહિ કરી તેં અપેક્ષા
દૃષ્ટિથી યે પુરુષ અન્ય નિહાળવાને,
તો તું પરં પુરુષ નિર્ગુણને, અરેરે!
શાને પ્રિયે જઈ રહી અવલંબવાને?

### કવિતા

અમૃતથી ય વધુ શ્રેષ્ઠ વિલાસ તારો
જે કાવ્યરૂપ બની ચિત્ત મહીં પ્રવેશે,
તેના વિના શીલવતી? વદ કેમ મારી,
આ ચિત્તહારી કવિતા રમણીય રહેશે?

### ગાંડાનો બકવાદ

મધુરસથીયે મધુર અધરને
સ્થાપિત, કર મધુરિ! મુજ વદને,

કરકમલ તું ગ્રહ મુજ જલદી,
પ...પ પડીશ હો...હા જ...જ જમીને.

### મુસાફરને જવાબ

"શાને અરે કૃશ કૃશોદરી તું?"
"પંચાત શાને પરકીય વાતે?"
"વિનોદ અર્થે : મુજને કહે તું."
"પંથી! કહેશે તુજ પત્ની જાતે."

### ભવતરણી

રૂપજળ, ચંચળ નયન, નાભિ-ભ્રમ, કેશ-નાગ, તરણી:
તેને સાદા સજ્જન લોક ગણે શીદને ભવતરણી?

### પ્રતીક્ષા

સંધ્યાકાળે, નિયત વખતે, મીટ માંડે ઝરૂખે,
આવ્યો દેખી પ્રણયિની મને, આણતી સ્મિત મુખે.

*

### કવિને

શા માટે તું કરે બળાપો ગીતો કૈંક ગવાયાં રે,
ગીત–ગાનની શિખામણથી, જીવન નહિ પલટાયાં રે,

### મન અને તન

મનને તનનું જહીં દાસ્ય નથી,
તનપે મનનું જહીં હાસ્ય નથી,
મનને તનનું જહીં લાસ્ય નથી,
– મનનું તનનું તહીં સ્વાસ્થ્ય નથી.

### સાક્ષાત્કાર

તારા રૂપગુણનો નહિ ઈશ્વર પામું કદિ પણ પાર,
વર્ષો લાખ વીતે, નહિ તો પણ દેખું તુજ આકાર.

જ્ઞાન, ભક્તિ, ને, વૈરાગ્યે હું શોધું છું પળવાર,
એક વિપલમાં, માનવતામાં કરતો સાક્ષાત્કાર.

### ભ્રાંતિ નહિ ટકે

પ્રભુ ભલે તું નિરખી શકે નહિ,
ભલે મુખે રામનું નામ લે નહિ;

સત્કર્મ જો તું કરશે અહિંયાં,
તો ચિત્તમા ભ્રાંતિ કદિ ટકે નહિ.

### પાસા

પાસાને ફેંકનારામાં, પૂર્ણ જો પુરુષાર્થ છે,
દા દેવો ના હરિ હાથે–દા લેવો નિજ હાથ છે.

### સંસાર

જજે ઊંચે ઊંચે નયનથી નિહાળી નવું નવું,
પરંતુ સંસારે રહી જતું રખે જોવું ગરવું.

## સંસારસાગર

ડરી તું જાય છે સંસારસાગરને ગણી ખારો,
તરી જે જાય છે તેને સદા દેખાય છે આરો

## મન્થન

શંકર અબ્ધિ વલોવે જ્યારે
અમૃત ને વિષ નીકળે ત્યારે,

એજ પ્રકારે,
તું સંસારે,

કાળકૂટને પીશે ત્યારે,
અમૃતને દઈ દેશે જ્યારે,

ભવસિંધુના મન્થનમાંથી
મોજ તને મળશે મદમાતી

## ધર્મ અને કર્મ

જે કાળે કરવું ઘટે કરમ જે તેને કહ્યો ધર્મ છે,
એવા ધર્મથી કૃત્ય જે થઈ રહે, તેને કહ્યું કર્મ છે.
બીજો અર્થ ન ધર્મ કે કરમનો સાચો કદી સંભવે
આ સાચું સમજે ન તે નરતણો ઉદ્ધાર ના કો ભવે.

## વસંત

અંગમહીં નવરંગથી જે રતિને સહુમાં વરદા કરનારી,
ચિત્તમહીં નવ અંકુરનું ઉમદાયી સ્વરૂપ સદા ધરનારી

જિંદગીને વરદાયી કરી સુખવાસી કરે જગના નરનારી
આવી વસંતઋતુ, રસ, રાગ, રતિ જનના ઉરમાં ભરનારી.

## પ્રભુની શોધ

મેં તો શોધ્યા પ્રભુને ખંડે ખંડમાં રે,
તેને શોધું છું બ્રહ્મના અંડમાં રે;

હવે જાણ્યું કે કેમ તે જડતા નથી રે:
તેણે આસન જમાવ્યું મારા પંડમાં રે.

## એક દિદાર *

સહસ્ત્ર મુકુર મૂકયાં હશે, જ્યાં તું પ્રતિબિંબાય,
સહસ્ર મુકુરમાં તુજનાં, સહસ્ર મુખો દેખાય.
માશુક પણ તું એક છે, તું એક જ દિલદાર,
સહસ્ર ભલે આભાસ છે, તારો એક દિદાર.

* *
*

---

* મોઆમી ફારસીમાંથી



## નારી અને સર્પિણી

નારી ને સર્પિણીમાંહી સમતા એવી શું રહી,
જથી સાહિત્યકારોએ નારીને સર્પિણી કહી?
ફૂંફાડા મારવાની તો તેમની લાક્ષણિકતા,
અને જે દંશ તે દે છે – તેથી બેજાર સૌ ધતા.

## ઈશ-પ્રાપ્તિ *

બેહિસ્ત, ને દોજખતણું, છે સઉ મિથ્યા ખ્યાલ :
સ્વર્ગતણી લાલચ, અને, દોજખની બીક ટાળ.

બેહિસ્તને, દોજખતણા છે નહિ જુદા વર્ગ;
તારી ચિત્ત ભૂગોળમાં–છે, દોજખ ને, સ્વર્ગ.

રાત્રિના અંધારમાં, કબ્રની પાસ ઊભેલ,
સંતે કોઈ નાજનિન, એક દી ત્યાં દીઠેલ.

પાણી એક જ હાથમાં, અગ્નિ બીજે હાથ.
લવતી બકતી તે હતી, "હું છું તારી નાથ."

સંત કહે : "હે નાજનિન્–! શા તારા દેદાર ?
પાણી શીદને હાથમાં, હાથે શીદ અંગાર ?"

હસતી બોલે નાજનિન્–સંત કરે છે તર્ક :
બાળીશ સ્વર્ગે હું આગથી જળથી ઠારીશ નર્ક.

"સ્વર્ગની ખાતર લોભથી, ભકત ભજે ભગવાન,
ભોળા! સ્વર્ગ મળે નહિ–તે છે લાલચ • જાણ.

દોજખથી ગભરાઈને, જો ભજશે ત્રિભુરાય,
તો દોજખની આગમાં બળશે તારી કાય.

ઈશની ખાતર ઈશને જે ભજશે ત્રિભુરાય.
તે બંદાને ઈશનો, ભેટો નક્કી થાય.

પ્રીતિથી માશૂક મળે, પ્રીતિથી રઘુવીર :
માશૂક, કે, ઈશ જીતવા, બીજી નહિ તદબીર.

---

* દ રાબિયાનું વૃતાંત.

## કવિ ખબરદાર

આજીવન સાહિત્યની સેવા કીધી છે શ્રી ખબરદારે,
ગુણવતી ગુજરાતની હાક બજાવી છે દ્વારે દ્વારે.
મહાગુજરાત ગુણીજનને એ નહિ કદિ યે વિસારે,
પ્રભુને પ્રાર્થું, કે, ફરી તેને આ પૃથ્વી પર ઉતારે.

:: :: ::

જિંદગી જે જીવે નીતિ, ને પ્રેમની
તેનું જીવન બને ધન્ય ધન્ય!
જિંદગીમાં સદાચાર જ કેળવે
તે ન માગે કદિ બીજું પુણ્ય.
સંત જેવા ખબરદાર જીવ્યા હતા,
વાણી, ને, વર્તને, ને વિચારે;
ભક્તિથી અદલ જીવી ગયા વિશ્વમાં,
આજ ઊભા હતા ઈશ-દ્વારે.
જિંદગીમાં સદા ભક્તિ માગી હતી,
ભક્તિ દીધી દયાળુ પ્રભુએ.
ભક્તિના ગીતમાં ઈશ-આસક્તિની
શીખ દીધી હતી તેં સહુને.
ભક્ત સાહેબ સામે ઊભા તેમને
બાથમાં લૈ પ્રભુ મુક્તિ દેજે,
ને અમોને ખબરદાર જેવી પ્રભુ
કાવ્યમાં ભક્તિની ઉક્તિ દેજે.

## શ્રીકૃષ્ણની આરતી

કૃષ્ણ કનૈયો ગોપીવલ્લભ, ભક્તજનોનો સ્વામી,
તે છે મુજ અન્તરજામી,
તેના ચરણે આજ વિરામી.
આરતી આજ ઉતારું,
કરું મોકળું મન આ મારું.
જય! જય! કમલાપતિ પરમેશ્વર!

સિંદુર સેંથીમાં પૂરી આવી હું સૌભાગ્યની પ્યાસી.
હું ભવભવની તારી દાસી,
છો ને લોક કહે વિલાસી.
આરતી આજ ઉતારું,
ને, જિંદગી મારી ઉગારું.
જય જય! લક્ષ્મીપતિ પરમેશ્વર!

રણુકે છે કરમાં કંકણ, ને પગમાં ઝાંઝરી ઝમકે,
દામણી શિર પર દમકે,
દિલડું જરીમાં ઝમકે.
આરતી આજ ઉતારું,
નટવર પર ઓવારું.
જય! જય! રાધાપતિ પરમેશ્વર!



## શ્રીકૃષ્ણની આરતી

કૃષ્ણ કનૈયો ગોપીવલ્લભ, ભક્તજનોનો સ્વામી,
તે છે મુજ અન્તર્યામી,
તેના ચરણે આજ વિરાગી.
આરતી આજ ઉતારું,
કરું મોકળું મન આ મારું.
જય! જય! કમલાપતિ પરમેશ્વર!

સિંદુર સેંથીમા પૂરી આવી હું સૌભાગ્યની પ્યાસી.
હું ભવભવની તારી દાસી,
ભલે ને લોક કહે વિલાસી.
આરતી આજ ઉતાર',
ને, જિંદગી મારી ઉગાર'.
જય જય! લક્ષ્મીપતિ પરમેશ્વર!

રણકે છે કરમાં કંકણ, ને પગમાં ઝાંઝરી ઝમકે,
દામણી શિર પર દમકે,
દિલડું જરીમાં ઝબકે.
આરતી આજ ઉતારું,
નટવર પર ઓવારું.
જય! જય! રાધાપતિ પરમેશ્વર!




*